કરે ફેલ સદા જન જેહ, ધન ખૂટે ને બગડે દેહ;
કીર્તી કાંતી લજ્જા જાય, બુદ્ધિ બગડે આળસુ થાય. ૧૧
વળગ્યું ગળે ન છૂટે કયમે, દ્રષ્ટાંતો બહુ જોજો તમે;
ભૂખે મરે સુતા સુત દાર, તન મન માંહે વધે વિકાર. ૧૨
પરનારીના વ્યસની જેહ, પાપી ઘણા બને છે તેહ;
તિરસ્કાર આ લોકે થાય, અંતે તે જમપુરમાં જાય. ૧૩
વેશ્યાનારી જગમાં જેહ, શ્વાનચાટ સમજાણો તેહ;
વેશ્યા ધોબી શિલા સમાન, વેશ્યા વ્યસનીને અપમાન. ૧૪
પરદારાના વ્યસની જેહ, અકાળ મૃત્યુ પામે તેહ;
કીચક રાવણ જેવા ઘણા, મૃત્યુ પામ્યા છે બહુ જણા. ૧૫
અંધ કામથી જે જન થાય, તન ધન કુળ આદિક સહુ જાય;
કામપાશ સૂર્પણ ખાપડી, રાક્ષસ કુળને તે બહુ નડી. ૧૬
કામિ નૃપોએ ખોયાં રાજ, કામી જનનાં બગડ્યાં કાજ;
ળી વ્યસન દ્યુતનું હોય, ઝાઝું ધન હારે છે સોય. ૧૭
દ્યુત કળીનું જાણો રૂપ, માગે ભીખ રમે જો ભૂપ;
નળનૃપ અને યુધિષ્ઠિર રમ્યા, રાજ ગમાવી વનમાં ભમ્યા. ૧૮
દ્યૂતતણા છે ઘણા પ્રકાર, સટ્ટાને તેમાં તું ધાર. ૧૯
વ્યાપારી વસ્તુ જે હોય, તેનું દ્યુત રમે છે સોય;
વાહન વૃક્ષ ભક્ષના ભેદ, દ્યુત રમે તો થાય ઉછેદ;
રમે હોડ જળતરવા તણી, તે આપત્તી પામે ઘણી. ૨૦
મૃગયા કેરા વ્યસની જેહ, બહુ આપત્તી પામે તેહ;
મૃગયાથી લાગ્યું બહુ પાપ, દશરથરાજા પામ્યો શ્રાપ. ૨૧
મૃગયાનું પાતક છે એમ;
મળ્યું પાંડુરાજાને તેમ.

મૃગયા રમતાં નિર્દય થાય, તેણે ધર્મ પોતાનો જાય. ૨૨
પરના પ્રાણ હરે છે જેહ, ધરે વેર દેવા તે દેહ;
પરમાટીથી હોયે પુષ્ટ, દેતાં વેર સહે બહુ કષ્ટ. ૨૩
આળસના વ્યસની કહેવાય, ભીખ માગતા તે જન થાય;
કરે નહીં સારો ઉદ્યોગ, બગડે દેહ ભોગવે રોગ. ૨૪
જેને અંગે આળસ હોય, પગ બાંધીને બેસે સોય;
ગપો ભરેલી વાતો કહે, પરનિંદામાંહે મન રહે. ૨૫
બુદ્ધિ બગડે આળસ માંય, રળવાનું સૂઝે નહિ કાંય;
તજે વ્યસન તે સુખિયો થાય, છોટમ સાચો કહે ઉપાય. ૨૬

## भक्तना एकवीस नियम.

યથા યત્ન કરી નર દેહ, દીધો જગકર્તાયે એહ;
તેને ભજે નહિ જે લોક, તેને અંતે જાણી શોક. ૧
કોઇ આચારજ કહે છે એમ, ભજતા નથી બ્રહ્મને કેમ;
તેને ઉત્તર કહે ગમાર, અમને પળ ન મળે પરવાર. ૨
કેઇ વેળાએ ભજિયે હરી, વળતી મૂઢ કરે મશકરી;
નવરા જન તે પ્રભુને ભજે, ભક્ત થયે શું કારજ સજે. ૩
એવા અજ્ઞાની જન ઘણા, છે વિચાર અવળા તે તણા;
પ્રીતિ ધનદારા પર ધરે, કર્ત્તાપર તેવી નવ કરે. ૪
ચોરે ચકલે બેસે તેહ, પરનિંદા મુખ ભાખે એહ;
વેશ્યા ભાંડ ભવાયા રમે, તેનાં ટીખળ મનમાં ગમે. ૫
ઊંઘે નહિ એવા કામમાં, ઝાઝા છે એવા ગામમાં;
બ્રહ્મ કથા કીર્ત્તન જ્યાં થાય, ત્યાં તો ઊંઘે કે અળસાય. ૬
એવા આસુર જીવ અજાણ, બોલે કઠિણ વચન જ્યમ બાણ;

ભલા ભક્ત જગમાં જે હોય, તે તો એવું ન કહે કોય. ૭
આચારજની પાસે જાય, સુણતાં જ્ઞાન કૃતારથ થાય;
નિયમ કહે તે પાળે સહુ, તેના ભેદ હવે હું કહું. ૮
પ્રથમ નિયમ તે પાળે એહ, રાખે શુદ્ધ વસ્ત્ર મન દેહ;
શૌચ નામ તેનું કહેવાય, બાહ્ય અને અભ્યંતર થાય. ૯
બાહ્ય મૃતિકા જલથી બને, આભ્યંતર થાયે શુદ્ધ મને;
ત્રીજો નિયમ વસ્તુ જે હોય, જાણો દેહ લગી છે સોય. ૧૦
મુવા પછી નવ આવે સાથ, આવે ધર્મ કર્યો જે હાથ;
માટે ધર્મ પાળવો ધીર, સત્સંગે મળશે તે વીર. ૧૧
બીજો સુસંગ કરવો ત્યાંય, ધર્મજ્ઞાન મળે છે જ્યાંય;
ધર્મજ્ઞાનહીન જે હોય, તજવો સંગ અસાધુ સોય. ૧૨
દુર્વ્યસની પાપી દુર્મતિ, ધર્મજ્ઞાન સજે નહિ રતી;
વેદ વિપ્રને બોલે ગાળ, તજો સંગ જાણી ચાંડાળ. ૧૩
ચોથો નિયમ દયા જાણીએ, હિંસા કરવી નહિ પ્રાણિયે;
કોઇ પ્રાણીને પીડા થાય, સુજને તેમ ન કર્મ કરાય. ૧૪
જીવ તણો કરવો ઉપકાર, એવો ધર્મ સર્વથી સાર;
પંચમ નિયમ જાણિયે જયેષ્ટ, વેદ શાસ્ત્ર સદ્ગ્રંથો શ્રેષ્ટ. ૧૫
સદા તેજ ભણિયે જાણિયે, નિત્ય પાઠ કરવો પ્રાણિયે;
વેદો નારાયણ સાક્ષાત, જેનો મહિમા છે પ્રખ્યાત. ૧૬
પહિલો રચિયો વિશ્વવિલાસ, પછી વેદનો કર્યો પ્રકાશ;
વેદ વિશ્વતણો કાયદો, માને તેને છે ફાયદો. ૧૭
બ્રહ્મ વચન તે બ્રહ્મ સ્વરૂપ, અર્થ ગ્રહે ફળ લહે અનૂપ;
છઠ્ઠો નિયમ જાણવો એહ, સુખ દુખાદિ સમ જાણો તેહ. ૧૮

સેહેવું જે જે આવી પડે, ધીરજ તજતાં બહુ દુઃખ નડે;
શીતોષ્ણાદિક દ્વંદ્વો હોય, પૂર્વ કર્મથી આવે સોય. ૧૯
ભોગવતાં તેનો ક્ષય થાય, અવર ક્ષય તણો નથી ઉપાય;
નિયમ સાતમો મુનિજન કહે, બ્રહ્મચર્ય વ્રત દૃઢ નર ગ્રહે. ૨૦
નારી એકપતિવ્રત પાળે, કોટિ જન્મનાં તે અઘ બાળે;
નર તે એક પત્નીવ્રત ગ્રહે, પરનારી જનની સમ લહે. ૨૧
બ્રહ્મચર્ય એનું છે નામ. જેણે જીતી લીધો કામ;
નિયમ આઠમો જાણો એહ, કર્ત્તા પ્રભુ શું ધરવો નેહ. ૨૨
જાણો અંતરજામી પ્રભુ, સહુનાં કર્મ તપાસે વિભુ;
તેના ભયથી ડરતા જાઓ, આંખ્યો મીચી અંધ ન થાઓ. ૨૩
નવમો નિયમ પાળવો સહી, પાપપંકમાં પડવું નહીં;
કામાદિક વેરી છે જેહ, જતન કરી જીતી લ્યો તેહ. ૨૪
અજાણપણુમાં પાતક થાય, તે ધોવાનો કરો ઉપાય;
જે નિજ પાપ ટાળી ના શકે, નરકતણા દુઃખ પામે તકે. ૨૫
ખેતી આદિક ધંધામાંય, થાયે પાપ અતીશે ત્યાંય;
ત્યાં બળયજ્ઞ યથાવિધિ થાય, પાપ ધોઈને સ્વર્ગે જાય. ૨૬
દશમામાં છે ઉત્તમ ધર્મ, નિત્ય નૈમિત્તિક કરવાં કર્મ;
શૌચ સ્નાન સંધ્યાદિક જેહ, નિત્ય કર્મ જાણવાં તેહ. ૨૭
કાળત્રય કર્ત્તાને ધ્યાય, તેને તો સંધ્યા કેહેવાય;
જેણે પ્રભુનું ધ્યાન ન થાય, તેનો દિવસ વાંઝિયો જાય. ૨૮
વળતી પાતક કરે પ્રવેશ, હોય કોટિ પ્રકારે કલેશ;
પાપપુરૂષ વર્ણ્યો છે જેહ, ડાબે અંગે રહે છે તેહ. ૨૯
તે છે શ્યામવદન વિકરાળ, સહુ જીવોનો એ છે કાળ;
પ્રાણાયામ કરે છે જેહ, બાળે પાપપુરૂષને તેહ. ૩૦

ઇડા પિંગળા નાડીમાંય, ચંદ્ર સૂર્યનાં બિંબો ત્યાંય;
મધ્ય સુષુમ્ણા નાડી વહે, તેમાં સ્થાન અગ્નિનું કહે. ૩૧
તેમાં છે આત્માનો વાસ, તેજપુંજનો પરમ પ્રકાશ;
પરમાત્મા પણ પાસે રહે, કોઈ જ્ઞાની જન તેને લહે. ૩૨
આત્મા પરમાત્માને ધ્યાય, કોટિ જન્મનાં પાતક જાય;
કર્મ નૈમિત્તિક વરણ્યાં જેહ, આવે અવસર કરવાં તેહ. ૩૩
સહુ સંસ્કાર આદિ છે જેહ, અતિ આદરથી કરવાં તેહ;
મોક્ષકામના જે મન ધરે, સર્વ કર્મ બ્રહ્માર્પણ કરે. ૩૪
અરપ્યાં કર્મ બ્રહ્મને જેહ, ફરી ન તે ઉપજાવે દેહ;
નદી જેમ સાગરમાં મળે, છેટમ જ્ઞાની બ્રહ્મમાં ભળે. ૩૫

## भक्तना एकवीस नियम.

રરા શાખો જો મન સવે, એકાદશમો કહું છું હવે;
સજ્જન સંગતિ કરવી નિત્ય, સારા નરની એ છે રીત્ય. ૧
નિયમ બારમો કહું છું સહી, મિથ્યા ભાષણ કરવું નહીં;
ધર્મ જ્ઞાનના ગ્રંથો જેહ, જોવા સાંભળવા પણ તેહ.
નિયમ તેરમો જો મન ધરો, આતતાત ગુરૂ સેવા કરો;
સતી વિપ્ર ધાર્મિક વિદ્વાન, તેનું કરવું નહિ અપમાન. ૩
વેદ ધર્મ પ્રતિપાદક હોય, તારે છે આચારજ સોય;
માટે તેનું કરિયે માન, તેથી રીઝે છે ભગવાન. ૪
નિયમ ચૌદમો પાળે જેહ, ભક્તિ કરતાં ડગે ન તેહ;
જગમાં જે આસુર જન હોય, ભક્તો દેખી નિંદે સોય. ૫
તેના શબ્દ સુણીને કાન, તજવું નહિ ભક્તિ ને જ્ઞાન;
સૂર્ય ઘૂડનો એક સ્વભાવ, અંધકાર કરવાનો ભાવ. ૬
એવા કાગ કળીમાં ઘણા, વિરલા હંસ હરે હરિ તણા;

વેશ્યા સતીપર રાખે વેર, મૂર્ખ કરે પંડિત શું ઝેર. ૭
દુર્જન એમ ભક્તને દમે, પ્રભુ કીર્ત્તન તેને નવ ગમે;
આસુર જનનો એવો દેશ, ભક્તો ધર્મ તજે નહિ લેશ. ૮
નિયમ જેહ પંદરમો કહે, તેને વિરલા ભક્તો ગ્રહે;
જીવ જાણવા પ્રભુના અંશ, બ્રહ્માથી ચાલ્યો છે વંશ. ૯
માટે દયા દીનપર કરો, સારા નરનાં સંકટ હરો;
સહુ પ્રાણીને સુખ જ્યમ થાય, એવો કરવો સદા ઉપાય. ૧૦
ભૂખ્યાને ભોજન દો વીર, તરષાને દો નિર્મળ નીર;
કાદવમાં કળિયો જન હોય, બળથી બાહર કરવો સોય. ૧૧
એવો ધર્મ વસે ઉર જદા, પ્યારો લાગે પ્રભુને તદા;
નિયમ સોળમો કહુ છું સાર, જૂઠો ન કરવો અહંકાર. ૧૨
પ્રાણી જાણી આપ સમાન, દયા રાખિને દેવું માન;
કરે માની જન બહુ અભિમાન, તેથી દૂર રહે ભગવાન. ૧૩
દેશતણા અભિમાની કોય, ગણે દેશિને વાહાલો સોય;
પરદેશી શું રાખે દ્વેષ, રાગ ભર્યા તે રહે હમેશ. ૧૪
પંથતણા અભિમાની જેહ, નિજપંથીને માને તેહ;
દ્વેષ કરે પરપંથી તણો, મનમાં રાગ ભર્યો છે ઘણો. ૧૫
એવા જે અભિમાની હોય, સમદર્શી કહિયે નહિ સોય;
રાગદ્વેષમાં મૃત્યુ થાય, તે જન અધમ દેહમાં જાય. ૧૬
નિયમ કહે સત્તરમો સાર, ચોરી કરવી નહિ લગાર;
ઉદ્યોગે ઉપજે ધન જેહ, વરામાંહિ વાપરવું તેહ. ૧૭
કરે લાંચ ગ્રહી અન્યાય, કોઇ ઠગવાનો કરે ઉપાય;
ખાત્ર પાડીને ઘર ધન હરે, લુંટ કોય વનવગડે કરે. ૧૮
કોય કરે વસ્તુમાં ભેગ, લે ધન ઉપજાવી ઉદ્વેગ;
જુઠા લેખલખી ધન હરે, બહુધા દુષ્ટ અનીતિ કરે. ૧૯

એ સહુ ચોરીના છે ભેદ, તે તજવાને કહે છે વેદ;
નિયમ અઢારમો છે સાર, કેફ કર્મ તજવું નિર્ધાર. ૨૦
કેફી વસ્તુને જન જમે, તેનું મન તો ચોદિશ ભમે;
મદ્યપાન નિત્યે જે કરે, થોડા વયમાં તે નર મરે. ૨૧
નિયમ ઓગણીમો છે જેહ, ધર્મ પાળવો આણી નેહ;
વૈદિક ધર્મ આદ્ય છે એક, તેજ પાળવો ધારી ટેક. ૨૨
પરનો ધર્મ પાળવો નહીં, જેમાં બહુલ અનીતિ રહી;
નિયમ વીશમાની એ વાત, કર્તા બ્રહ્મ ભજો સાક્ષાત. ૨૩
પ્રભુસ્વામીને હું છું દાસ, એમ રાખવો દઢ વિશ્વાસ;
હું સૃષ્ટિ સૃષ્ટા છે નાથ, એમ સમજવું છે મન સાથ. ૨૪
ભક્તિ ભાવ રાખીને એમ, પ્રભુ ભજવો આણી અતિ પ્રેમ;
નિયમ એકવીસમો જે કહે, બ્રહ્મસાયુજ્યમુક્તિપથ ગ્રહે. ૨૫
સગુણ ઉપાસન કહિયે જેહ, ચિત્તશુદ્ધિનું કારણ તેહ;
નિર્ગુણ બ્રહ્મ ઉપાસન કરે, તે નર નહિ ભવમાં અવતરે. ૨૬
બ્રહ્મધ્યાન ને બ્રહ્મ વિચાર, લાગે બ્રહ્મવિષે એક તાર;
બ્રહ્મજ્ઞાન યથારથ હોય, જીવ બ્રહ્મમાં મળશે સોય. ૨૭
આ હું જીવ અને આ બ્રહ્મ, ગુરૂમુખથી સમજે એ મર્મ;
મનમાં મનન કરે નર જેહ, નિશ્ચય થાય જાય સંદેહ. ૨૮
વળતી ધારે બ્રહ્મનું ધ્યાન, દેહતાનું છૂટે અભિમાન;
તેને ધ્યાતાં તન્મય થાય, પુનઃ તેહ ધરે નહિ કાય. ૨૯
સરિતા જયમ સાગરમાં જાય, અંતે તેહ બ્રહ્મમય થાય;
બ્રહ્મસાયુજ્ય મુક્તિ એ કહી, છોટમ તે સુખ પામે સહી. ૩૦

## ચાર પ્રલય વિષે.

લહો પ્રલય કહે છે ચાર, જન્મ્યા તે જાશે નિર્ધાર;
માટે શોક ન કરશો કોય, નાશવંત તે સ્થિર નવ હોય. ૧

નિત્ય પ્રલય પહિલો કેહેવાય, જન્મેલા જન તેમાં જાય;
નિત્યે ચોરાશી લખ દેહ, જન્મેલા વણુસે છે એહ. ૨
મોતતણો છે એવો માર, તોપણ ખળ નવ કરે વિચાર;
બીજો બ્રાહ્મ પ્રલય કેહેવાય, બ્રહ્માનો દિન પૂરો થાય. ૩
શયન કરે બ્રહ્માજી જદા, નાશ ત્રિલોકી પામે તદા;
જીવો ધર્માધર્મ સમેત, વિધિતનુમાં જઈ રેહે અચેત. ૪
જન્યપ્રલય ત્રીજો કહેવાય, પ્રકૃતિ આદિ ઉપજેલાં જાય;
બ્રહ્માદિક સ્થાવર લગ દેહ, જાયે જન્યપ્રલયમાં તેહ. ૫
સર્વ મૂળતત્વોનો નાશ, છેલો એક રહે અવિનાશ;
મહાપ્રલય છે એનું નામ, જેમાં રહે એકલો રામ. ૬
આત્યંતિક ચોથો લય જેહ, જ્ઞાનવંત નર પામે તેહ;
યોગભક્તિ આદિક જે કરે, પ્રભુપદમાં તે નર સંચરે. ૭
જીભ બ્રહ્મમાં એકજ થાય, આત્યંતિક લય તે કહેવાય;
મોક્ષ નામ તેને મુનિ કહે, ભેદવાદી જન ભેદજ ગ્રહે. ૮
ચાર પ્રકારે સહુ લય થાય, મોટો મહાપ્રલય કહેવાય;
માટે વિસ્તારી તે કહુ, સભ્ય જનો સાંભળજો સહુ. ૯
સત્વહીન સહુ પ્રાણી થાય, મહાપ્રલય સાધે જગરાય;
પ્રથમ પવનને આજ્ઞા કરે, તે બ્રહ્માંડ વિષે બહુ ફરે. ૧૦
ધૂળ ઉરાડે પાડે ઝાડ, વકર્યો વાયુ કરે અનાડ;
લોકચક્ષુમાં ધૂળ ભરાય, તનુધર આકુળ વ્યાકુળ થાય. ૧૧
વાયુકેરા ઘર્ષણ વડે, પ્રકટે અગ્નિ તે બહુ નડે;
બારે સૂરજ સાથે તપે, તાપે સ્થળચર જલચર ખપે. ૧૨
પૃથ્વી ઉપરનું જળ જેહ, સૂર્યકિરણ ખેંચી લે તેહ;
બળેલ છાણું જેવું હોય, થાયે વખત પૃથ્વી સોય. ૧૩

જળનો જન્મ ઘામથી થાય, ભારે મેઘ સાથે ઉપજાય;
મૂશળધાર મેઘની નડે, ઝબઝબ બહુ વીજલિયો પડે.
મેઘગર્જના ભીષણ થાય, કરા પડે ત્યાં નહિ ઉપાય;
ગ્રામ નગર ઘર પડતાં જાય, એકાર્ણવમાં ભૂમિ સમાય. ૧૫
ખાર ગળે છે જળને જેમ, જળમાં ભૂમિ વિલાયે એમ;
વળતી અગ્નિ જળને દહે, અગ્નિ સમૂળો વાયુ ગ્રહે. ૧૬
વાયુનો લય નભમાં થાય, અહંકારમાં તે અલપાય;
અહંકાર બુદ્ધિમાં જાય, મૂળપ્રકૃતિમાં બુદ્ધિ સમાય. ૧૭
પ્રકુતી પુરૂષ બે જોડે મળી, પરમેશ્વરમાં જાયે ભળી;
પરમેશ્વર સદ્ચિદ સુખરૂપ, રહે એકલો અંતે ભૂપ. ૧૮
આદ્યઅંતમાં રહે એકલો, મધ્યે વિશ્વ રચે છે ભલો;
છોટમ તેને ભજશે જેહ, નિત્યાનંદ પામશે તેહ. ૧૯

## બ્રહ્મ સંબંધ વિષે.

વ્યાપક વિષ્ણુ સઘળે વસે, જડશે જેને ગુરૂગમ હશે;
સહુમાં સોહં બોલે તેહ, ગુરૂગમથી ઓળખાએ એહ. ૧
જીવો સઘળા તેના અંશ, વેદ સાંખ્યથી જાણો વંશ;
જે અંશો પ્રભુ ભૂલી ગયા, અહં દેહરૂપી તે થયા. ૨
જડ અનિત્ય અપવિતર દેહ, અંગરખા જેવો છે એહ;
તે હું એવું જાણે અંધ, નગુરાને નહિ બ્રહ્મસંબંધ. ૩
જીવ અંશ પ્રભુનો કેહેવાય, અહં પ્રતીતિથી ઓળખાય;
ચેતનરૂપ અહં છે જેહ, જડતનુસાથ જડાણું તેહ. ૪
કીધું પંચવિષય રસ પાન, તેથી ભૂલ્યો છે નિજ ભાન;
માની દેહ પોતાનું આપ, ઘણાં કમાય પુણ્યને પાપ. ૫
મરે અવતરે જ્યાં જ્યાં દેહ, જીવ રમે તે સાથે તેહ

પૂર્વજન્મકૃત જે જે હોય, ધરી દેહ ભોગવે સોય. ૬
ચોરાશી લખ તનુમાં ફરે, કોઈ વેળા માણુસ તનુ ધરે;
આપે તરવાને જો યોગ્ય, આચારજની પાસે જાય. ૭
આચારજ આપે ઉપદેશ, દેખાડે કર્ત્તા સર્વેશ;
બ્રહ્મસંબંધ તેને કહેવાય, કલેશ સર્વ તનમનના જાય. ૮
આપ જાણિ જાણ્યો પરમેશ, ઉર અજ્ઞાન રહે નહિ લેશ;
જીવ અને જડના જે ધર્મ, તેથી રહિત સદા નિઃકર્મ. ૯
ગગનવિષે છે તેનો વાસ, સહુનો સાક્ષી કરે તપાસ;
ફળ આપે પ્રભુ કર્મ સમાન, રાગદ્વેષરહિત ભગવાન. ૧૦
આજ્ઞા માને સઘળા દેવ, સોંપ્યું કામ કરે તતખેવ;
અગ્નિ અર્ક પ્રકાશિત કરે, જનસુખદાયક વાયુ ફરે. ૧૧
તેના ભયથી કંપે કાળ, ડરતા સર્વ રહે દિગપાળ;
ઇંદ્રાદિક સહુ દેવ સમાજ, કરે સર્વ આજ્ઞાથી કાજ. ૧૨
વિધિસર જેને પાળે હરી, મુમુક્ષુ માને આજ્ઞા ખરી;
મૂકે નહિ સાગર મર્યાદ, પંડિત કરે વેદના વાદ. ૧૩
એવો સમરથ ઇશ્વર જાણુ, કહે વેદ તે સત્ય પ્રમાણુ;
બે સુપર્ણ સરખા છે સખા, એક વૃક્ષપર રહે છે રખા. ૧૪
એકે કીધો ફળનો આહાર, બીજો તો નજરે જોનાર;
થયો ખાનારો નિર્બળ જંત, જોનારો મોટો ભગવંત. ૧૫
જીવ ઇશ બે પંખી પાસ, એક દેહપર કરે નિવાસ;
જીવે કર્યો કર્મ ફળ આહાર, ઇશ્વર છે તેનો જોનાર. ૧૬
ફળ ખાનારો પામ્યો બંધ, જોનારો ઉગર્યો નિર્બંધ;
મદ્યપાન સમ વિષયો બધે, ચાખે તેને લાલચ વધે. ૧૭
લાલચમાં લેવાયો જાય, આશાપાશવિષે બંધાય;
ભોગ પામવા સહુથી સરે, રાજસ દેવ ઉપાસન કરે. ૧૮

ભૂલો પડી ભમે ભવપંથ, સુણે નહિ ઉપનિષદ ગ્રંથ;
ધૂર્ત્તા, મતમાં ધાયો જાય, વિત્ત ખોઈને આપ વવાય. ૧૯
ધૂર્ત્તા પ્રભુનો ન કહે પંથ, જુગતી જોડી બાંધે ગ્રંથ;
પ્રભુનો વેશ ધરી પૂજાય, ભોળાજન તે સદા ઠગાય. ૨૦
આપનામનો આપે જાપ, તેણે ન ટળે ત્રિવિધ તાપ;
જેને સદ્‌ગુરૂ સાચા મળે, તેના સઘળા સંશય ટળે. ૨૧
કર્ત્તાને મેળાવે તેહ, ધન્યધન્ય ધાર્યો નર દેહ;
વાઘ સુત વિછડ્યો જ્યમ હોય, અજસંગે અજ માને સોય. ૨૨
તેને કોઈ મેળવે તાત, એવા આચારજ વિખ્યાત;
ભાટમ ઉપનિષદના જાણ, આચારજ કહે તે પરમાણ. ૨૩

## મુમુક્ષુ વિષે.

શાશા સર્વ તણો કર્ત્તાર, તેનો મહિમા લહે અપાર;
જેની ઈચ્છા કિંચિત થાય, તેણે કોટિ બ્રહ્માંડ રચાય. ૧
સરજે પાળે ને સંહરે, અદ્‌ભુત રચના ઈશ્વર કરે;
આદ્ય અંત મધ્યે છે એક, ઈચ્છાથી રચે અંડ અનેક. ૨
નથી જીવની પેઠે ક્લેશ, કર્મવિપાક અડે નહિ લેશ;
સહુ સરજેલી વસ્તુ જેહ, નાશવંત છે સઘળી તેહ. ૩
ઈશ્વર એક સદા અવિનાશ, મહિમા સઘળે રહ્યો પ્રકાશ;
નિત્યે ભક્તોનાં ભય હરે, સહાય સુખ સેવકને કરે. ૪
જાણે મહિમા પ્રભુનો જેહ, સાચા ભક્ત જાણવા તેહ;
ભજે પૂર્ણ આણીને પ્રેમ, કરે કામ રીઝે પ્રભુ એમ. ૫
નાસ્તિક વિન જગલોક અપાર, ભક્તિ કરે અનેક પ્રકાર;
કોય વિષયસુખરાગી જંત, ભજે વિષય માટે ભગવંત. ૬
સુખની પ્રાપ્તી જ્યારે થાય, ત્યારે પ્રભુને વિસરી જાય;
કોય સુખ મળે વિસરે નહીં, સ્મરે સદા ઉપકારી સહી. ૭

કોય ધનતણે અર્થે ભજે, મળે ધન પછી ભક્તિ તજે;
કોય ધનપતી હોયે ઘણા, તોય ભક્ત બને પ્રભુ તણા. ૮
કોય ધનને વિષય સુખમાંય, ભજે તૃપ્ત થયેલા ત્યાંય;
આત્માનું કલ્યાણજ ચા'ય, સુકૃત કરે ઇશગુણ ગાય. ૯
પ્રભુને કરે સમર્પણ સોય, ફળ આશા નવ રાખે કોય;
રાજ ત્રિલોકીનું દે કોય, તેની ઈચ્છા ધરે ન તોય. ૧૦
મુમુક્ષુ છે એવાનું નામ, આત્મારામ પૂર્ણ મનકામ;
અર્પે પ્રભુને સુકૃત સદા, પુનર્જન્મ પામે નહિ કદા. ૧૧
સુખની તૃષ્ણા જે જન ધરે, વારંવાર તે જન અવતરે;
ઈશ આપવાનું કહે કાંય, ઇચ્છા નહિ તેની મનમાંય. ૧૨
પ્રભુજી ભક્તતણા પ્રતિપાળ, સર્વ ઠામ રાખે સંભાળ;
પ્રભુને કહે છે રમાનિવાસ, સર્વ લક્ષ્મિયો તેની પ સ. ૧૩
વસે ભક્ત તણા ઉરમાંય, સર્વ લક્ષ્મિયો આવે ત્યાંય;
યોગ ક્ષેમ ભક્તનું જેહ, પૂર્ણ કરે છે ઈશ્વર તેહ. ૧૪
સાચા ભક્ત બ્રહ્મના હોય, માગે નહિ તે મુખથી સોય;
ભક્તિ કરી સુખ માગે જેહ, માગણ ભક્ત જાણવા તેહ. ૧૫
નશ્વર વિશ્વપદારથ ચા'ય, પરાભક્તિ ચિંતામણિ જાય;
કરે ભક્તિ જે સુખને માટે, પારસ ખુવે કોડીને સાટે. ૧૬
કાચા ભક્ત સ્વારથી જેહ, ભજે સ્વારથ માટે જન તેહ;
સ્વારથ પોતાનો જો સરે, પછી મૂઢ પ્રભુને વીસરે. ૧૭
કાઢે કોય ભક્તનો વેશ, ભક્તિ નહિ અંતરમાં લેશ;
લહે નહિ પ્રભુનો મહિમાય, રાસતણાં કીર્ત્તનિયાં ગાય. ૧૮
પારખે નહીં જૂઠ ને સાચ, રત્ન ગમાવી સંઘરે કાચ;
વિરચે કોય પંથનાં ધામ, માળામાં લે તેનું નામ. ૧૯
કોય કાટી ઘાલેલાં પ્રેત, પ્રભુ જાણી પૂજે ધરિ હેત;

ભજે ભુવાને પામર હોય, સાચું જુઠું ન લહે સોય. ૨૦
ભમેલ ભક્તો કરે ઉપાસ, તે જોઇ દેવ કરે બહુ હાસ;
પ્રભુવિન અન્ય ભજે છે જેહ, દેવોના પશુ જાણો તેહ. ૨૧
જાણિ શકે નહિ પ્રભુ મહિમાય, તે નરને પામર કહેવાય;
વિશ્વ રચે જે ઇચ્છાવડે, એવા પ્રભુ વિરલાને જડે. ૨૨
બને હોય નાસ્તિક નર એમ, જાર વિષે અંગારો જેમ;
નાસ્તિક વચન સુણે જે નરો, જડે ન મારગ તેને ખરો. ૨૩
ભરમાવ્યા જે જન ભરમાય, નહિ કલ્યાણ તેમનું થાય;
પૂર્વ પુણ્ય જેમને હોય, સાચા ગુરૂ પામે જન સોય. ૨૪
તારણ તરણ નાવસમ તેહ, સાચો પ્રભુ દેખાડે એહ;
વેદ ભણેલ વિપ્ર જે હોય, કેહે છોટમ તારે ગુરૂ સોય. ૨૫

## અવતરણ વિષે.

જેવાં પુરૂષ પ્રકૃતી કહેવાય, તેના ઉપજે ઘાટ સકાય;
એ બેહુનો કર્તા પરમેશ, સદચિદ આનંદરૂપ ગુણેશ. ૧
પ્રથમ કર્યાં કોટિ બ્રહ્માંડ, તેમાં પ્રાણિમાત્રના પિંડ;
એક પુરૂષ ને બીજી નારી, તેની જોડ બનાવી સારી. ૨
એક એકથી ઉત્પન્ન થાય, ખેલ અખંડિત રચે અકાય;
પ્રભુનું આદિ પુરૂષ છે નામ, પ્રજા તેહની લોક તમામ. ૩
વેદતણો છે કર્તા એહ, માટે આદિ ગુરૂ છે તેહ;
ખટ ભગ છે માટે ભગવંત, સેવે વેદ ઉપાસક સંત. ૪
યશ ઐશ્વર્ય ધર્મ ને રમા, જ્ઞાન વિરાગ ખટ ભગ અનુક્રમા;
જગ રચવાને ઇચ્છા કરી, પ્રભુએ નારાયણ તનુ ધરી. ૫
વળતી બ્રહ્માદિકને કર્યા, અનેક સદ્ગુણ તેમાં ધર્યા;
એ દેવોની સેવા થાય, સગુણ ઉપાસન તેને કહેવાય. ૬

પહિલું સગુણ ઉપાસન કરે, વળતી નિર્ગુણમાં ચિત્ત ધરે;
સગુણ ઉપાસનનો મહિમાય, ચિત્તશુદ્ધિ બહુ એથી થાય. ૭
ઉપાસના નિર્ગુણની જેહ, મોક્ષતણું કારણ છે એહ;
સહુથી પ્રિય પ્રભુજીને કરે, તે નર ભવસાગરને તરે. ૮
પહિલું પ્રિય તે ધન કહેવાય, જે માટે બહુ કામ કરાય;
ધનથી સુત નારી પ્રિય કરે, તે માટે બહુ ધન વાવરે. ૯
સુત નારીથી પ્રિય નિજ દેહ, તે જાતાં ન જવા દે તેહ;
બળતાં દાવાનળમાં હોય, તેમાં બીજા પડે ન કોય. ૧૦
તનુથી ઇંદ્રિયસુખ પ્રિય કહે, તે માટે દેહે દુખ સહે;
તપ કરી કાયા શોષણ કરે, સ્વર્ગ ભોગ ઇચ્છા મન ધરે. ૧૧
પ્રિય ઇંદ્રિયથી આત્મા એક, જીતે ઇંદ્રિય કરી વિવેક.
આત્માને તારે જન કોય, ઇંદ્રિયને જીતે જન સોય. ૧૨
આત્માનું સુખ કહે અખંડ, શોકાદિકથી થાય ન ખંડ;
પ્રભુને આત્માથી પ્રિય કરે, તે જન તેની ભક્તિ ધરે. ૧૩
દૃષ્ટ પદારથનું નહિ ભાન, ભાવે આરાધે ભગવાન;
જેનું મન પ્રભુજીમાં વશ્યું, માગે નહિ પ્રભુ પાસે કશું. ૧૪
નદિયો અર્ણવ મળવા જાય, એમ ભક્ત પ્રભુ સન્મુખ થાય;
ઉદ્ધારે આત્માને તેહ, પુનઃ ભવમાં ન ધરે દેહ. ૧૫
જે આત્મા ઉદ્ધારે નહીં, આત્મઘાતિ તે જાણો સહી;
નિર્જન જળમાં બુડે જાણ, તેને તારી શકશે કોણ. ૧૬
આપતણો તારક છે આપ, અન્યથકી ન ટળે પરિતાપ;
તરવાનાં સાધન જો કરે, તો તે ભવસાગરને તરે. ૧૭
જનકાદિક વેત્તા જન થયા, તે ભવસાગરને તરિ ગયા;
પુણ્યતણું સાધન સતકર્મ, પાપતણું તો કહે વિકર્મ. ૧૮
સત્કર્મે જન સુખિયા થાય, પાપ કરે તે બહુ પીડાય;

માટે તરવા કરી ઉપાય, પ્રીતે આરાધો જગરાય. ૧૯
કરે ભક્તકૃત રણુનો મોડ, માટે તે છે શ્રીરણછોડ;
નિરાકાર વિભુ એક સહાય, લીલાથી સાકારજ થાય. ૨૦
નટની પેઠે ભવિનો ભૂપ, એક અનેક ધરે છે રૂપ;
અનેક રૂપ ભજે બહુ લોક, ઊટમ એક ભજે જન કોક. ૨૧

## અવિનાશી સુખ વિષે.

સસા સુખના ત્રણ્ય પ્રકાર, તેમાં મોક્ષસુખ કહે છે સાર;
પહિલું મર્ત્યલોક સુખ કહે, બીજું દેવલોકનું લહે. ૧
ત્રીજું મોક્ષતણું સુખ સહી, તેમાં કાંઇ બાધક છે નહીં;
મર્ત્યલોકનું સુખ છે જેહ, દુઃખે અસ્ત થયું છે તેહ. ૨
સુખ પાછળ દુઃખ ચાલ્યું જાય, તેમાં ખટ ઉર્મી દુઃખ થાય;
ભૂખ તરસ શોક ને મોહ, જરા મરણ એ ખટ સંદોહ. ૩
એ ખટ ઉર્મીનાં દુઃખ કહે, દેહવંત પરવશ થઇ સહે;
રોગથકી જન બહુ પીડાય, અસાધ્યનો નવ થાય ઉપાય. ૪
કામ ક્રોધ લોભ મદ ગર્વ, હર્ષસહિત ખટ શત્રુ સર્વ;
શરીરમાં એ કરી પ્રવેશ, મતિ વિવેકનો ટાળે દેશ. ૫
મિત્ર થઇ આત્માના એહ, કામ કરે શત્રુ થઇ તેહ;
જેને વિષય અતીશે ગમે, ભમાવેલ તે આત્મા ભમે. ૬
જૂઠાને માની લે સાચ, રૂપું જાણી લે જેમ કાચ;
સ્વભાવથી મન ચંચળ કળે, તેમાં ખટ શત્રુ જઇ મળે. ૭
પાપ મનોરથ ઉપજે ઘણા, જેવા થાય સાપના ફણા;
અતિ આરંભ કરે છે રાય, ભાવી બંધ ન દેખે કોય, ૮
વળી નડે ખટ ભાવ વિકાર, દેહવંતને દુઃખ અપાર;
જન્મ સ્થિતિ વૃદ્ધી પરિણામ, ક્ષય વિનાશ ખટ એનાં નામ. ૯

ખટ વિકાર દેહના થાય, એ પણ દુઃખરૂપ કહેવાય;
વેઠે ત્રિવિધ તાપ તનુ માન, મૂર્ખ તોય ન તજે અભિમાન. ૧૦
તન મનને દુઃખ જે જે થાય, આધ્યાત્મ તાપ પહિલો કહેવાય;
ભૂત અને ભૌતિકથી જેહ, બને આધિભૌતિક દુઃખ તેહ. ૧૧
દેવકોપથી દુઃખ જે હોય, આધિદૈવિક ત્રીજું સોય;
એ ત્રય દુઃખ તે ત્રૈવિધ તાપ, પામે તેજ કરે જે પાપ. ૧૨
માટે મર્ત્યલોક સુખ જેહ, દુઃખે ગ્રસ્ત થયેલું તેહ;
એવું જાણે છે જન કોય, દેવલોક સુખ ઇચ્છે સોય. ૧૩
દેવલોકનું સુખ કહેવાય, દુઃખવડે તે ગ્રસ્ત ન થાય;
સુખ લોભી જન જે જે હોય, દેવલોક સુખ ઇચ્છે સોય. ૧૪
કરે ઉપાસન દેવોતણું, યાગ વિષે ધન ખરચે ઘણું;
અંતે દેવલોકમાં જાય, દેવતણી પામે તે કાય. ૧૫
દિવ્ય નારિયોને ત્યાં વરે, વન ઉપવનમાં સુખમાં ફરે;
અમૃત પી આનંદી થાય, મદથી મત્ત રહે નિજ કાય. ૧૬
અહિં જે પુણ્ય કરેલું હોય, જાઇ ભોગવે સ્વર્ગે સોય;
પુણ્ય ક્ષીણ થાય છે જદા, મર્ત્યલોકમાં પાડે તદા. ૧૭
સુખની આશા અધિકી ધરે, જીવ કર્મ વશ તે શું કરે;
એમ ઉભયલોક સુખ જેહ, અંતે નાશ થાય છે તેહ. ૧૮
એવું જાણે છે જન કોય, અવિનાશી સુખ ઇચ્છે સોય;
કહ્યું મોક્ષસુખ ત્રીજું તેહ, વેદ કહે અવિનાશી એહ. ૧૯
કરી પુણ્ય બ્રહ્માર્પણ કરે, મનમાં ફળ આશા નવ ધરે;
મર્ત્ય દેવલોક સુખ જેહ, સ્વપ્ને પણ ઇચ્છે નહિ તેહ. ૨૦
કરે બંધ પાપનાં દ્વાર, ભવસાગર તરવા નિર્ધાર;
ભૂમી સ્વર્ગતણું દે રાજ, તોપણ તે ઇચ્છે શા કાજ. ૧

## દોહા.

અક્ષરમાળા ગ્રંથમાં, વેદ ધર્મનો સાર;
શ્રુતિ સ્મૃતીનો અર્થ લઇ, પ્રકટ કર્યો નિર્ધાર. ૧
વાત ધર્મની જાણવા, યોગ્ય આર્યને જેહ;
અક્ષરમાળા ગ્રંથમાં, કહિ સંક્ષેપે તેહ ૨
શ્રદ્ધાથી જે જન સુણે, વળતી કરે વિચાર;
ધર્મ અને પરબ્રહ્મનું, ઉપજે જ્ઞાન અપાર. ૩
કોઇ શાણા શ્રદ્ધા ધરી, વાંચી વિચારે અર્થ;
ધર્મ બ્રહ્મના જ્ઞાનમાં, તે જન થાય સમર્થ. ૪
જીવ અને માયાતણો, છે પ્રભુકર્ત્તા એક;
તેણે નિજ ઇચ્છા વડે, રચના રચી અનેક. ૫
આરાધે તે દેવને, તો મુક્તિફળ થાય;
ઇત્યાદિક આ ગ્રંથમાં, કહ્યા ધર્મ મહિમાય. ૬
મૂળ ખરો આર્યો તણો, વેદધર્મ છે એક;
ભેદ વાદિયોએ કર્યા, કલ્પી ભેદ અનેક. ૭
ભેદવાદની વારતા, સત્ય ન ગણશો કોય;
ધર્મબ્રહ્મ બહુધા બકે, લડે પરસ્પર સોય. ૮
અક્ષરમાળા નામનો, આ છે રૂડો ગ્રંથ;
વેદશાસ્ત્ર આશય કહ્યો, નહિ કોઇ બીધો પંથ. ૯
અરૂઆ ગુર્જર દેશમાં, સોજીત્રાની પાસ;
ગામ મલાતજ ગુણ ભર્યું, તેમાં કરૂં નિવાસ. ૧૦
સંવત વિક્રમરાયનો; ઓગણિસે છંવીસ;
ગ્રંથ રચ્યો આ શ્રાવણે, સફલ કરો જગદીશ. ૧૧

સમાપ્ત.

# ભારતીય બંધુઓને અપીલ.

'यस्मिन् जीवति जीवन्ति वहवः सतु जीवतु
काकोऽपि किंन कुरुते चंच्वा स्वोदर पूरणम् ॥

હિતોપદેશ.

'જે માણુસના જીવવાથી ઘણા માણસોનું જીવન ચાલે છે તે માણુસ જીવતો રહો. નહિ તો કાગડો પણ ચાંચ વડે પોતાનું પેટ શું નથી ભરતો?'

આર્ય સજ્જનો! જાગ્રત થાવ! કાળ રાક્ષસ કરાલ મૂખે પૂરપાટ ધસી આવે છે. આ વિકાળ દૈત્ય ત્હમારાજ હજારો બંધુઓનું હમણાંજ ભક્ષણ કરશે. ખબડદાર! જરા પણ વિલંબ થતાં ત્હમારાં ભાઈભાંડુઓનું રૂધિર તે ચસચસાવી ચુશી જશે. અને હાડપીંજરવત્ તેઓ ત્હમારાજ રક્ષણના અભાવે ત્હમારી ઉપર તિક્ષ્ણ કટાક્ષ ફેંકતાં, તથા હાયહાયના નિઃશ્વાસથી ઉષ્ણ-જવાળા વરસાવતા પ્રાણત્યાગ કરી દેશે. આવા નિરાશ્રીતોની હાય વરાળ ખરેખર આખા દેશને ધીકાવશે!

અરેરે! કેવું ભયંકર દ્રશ્ય!! દુષ્કાળ રૂપી ક્રુર રાક્ષસે અવધી કરવા માંડી છે. ગુજરાત રૂપી નવ પલ્લવિત વાડીને તે ઉજ્જડ ખંખ જેવું ભયંકર જંગલ કરી નાખે છે! તેનાં ગરી-બડાં ફુલફુલો (નિરાશ્રીતો) કળકળાટ કરી મૂકી પથ્થરવત્ છાતીઓને પણ ચીરી નાંખે છે. આમ છતાં પણ તેમનું

ફાચડો મારો! નિડર રહો! રાક્ષસ કરતાં ત્હમારામાં સહસ્ત્ર ઘણું બળ છે, તે માટે વિશ્વાસ રાખો અને યુદ્ધ કરો! આ વિશ્વાસે ઇશ્વરી બળ પણ ત્હમારામાં આવશે! રાક્ષસ તરતજ પરાજય પામી ત્હમારૂંજ શરણુ લેશે! સર્વત્ર આનંદ આનંદની હેલી થશે. જો ત્હમે ત્હમારાજ બળ માટે અ-વિશ્વાસુ રહી, ભીરૂ બની કર્તવ્ય વિમુખ થશો તો તો ખરેખર સત્યાનાશજ વળી જવાનું! દૈવ કોપ પૂરો થવાનો!!

દૈવ કોપ એ શું? એનુંજ નામ ઈશ્વરી કોપ? ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથીજ દુષ્કાળ રૂપી રાક્ષસ ધસી આવે છે! હજી તે ધસ્યો આવે છે તેજ સૂચવે છે કે હજી સમય છે! છતાં ભીરૂ બન્યા તો સંહાર થવાનોજ. દેવ તેજ દૈત્ય બનવાના! દૈત્યને દેવ બનાવવા માટે દયા, દાન અને પ્રેમ જોઇએ. આ દયા દાન અને પ્રેમ તે બીજા કોઇ માટે નહિ પણ ત્હ-મારાજ ભાંડુઓ માટે જોઇએ છીએ.

બંધુઓ! સહન કરવું એમાંજ સાધુતા છે! સુખીને તો સહન કરવાનું હોયે કયાંથી? પરંતુ સુખી પણ સહન કરતાં શીખે તોજ રાક્ષસ જીતાય. દુઃખીને તો દુઃખ સહન કર-વાનું છેજ, પરંતુ સુખીએ બીજાના દુઃખે દુઃખી થઈ તથા દુઃખીને પોતાના સુખનો ભાગીદાર બનાવી સહન કરવાનું છે. આમ કરે તેજ સાધુ! સાધુ જગતનું કલ્યાણ કરે તે આનું નામ!

સાધુની સાધુતા એટલામાંજ નથી સમાતી! દુઃખી પણ

ાધુ થઇ શકે છે. અરે સાધુના પણ સાધુ થઇ શકે છે ! દુઃખીને
ઃખ તો સહન કરવાનું છેજ પરંતુ એટલીજ સહનશીલતાથી
તોષ પામવાનો નથી ! દુઃખી પણ બીજાના દુઃખે દુઃખી થઇ
ેના દુઃખમાં ભાગ પડાવી આનંદ માણે તેમાંજ ખરી સાધુતા છે !
આ સાધુતા વડેજ જગતનાં દુઃખ ટળી શકે છે ! ભાગવતમાં
વર્ણવેલા ભરતવંશીય રતિદેવ રાજા પોતાના રાજ્યમાં દુષ્કાળ
પડવાથી પોતાનું સર્વસ્વ આપી દઇ જાતે ઉપવાસી રહેતો હતો !
રાજા છતાં પણ તે શું ખાય ? પરના રક્ષણ માટે તેને
પોતાના દેહની કાંઇ પણ પરવાહ નહોતી. એક વખત
ઘણા દિવસે અડધો રોટલો અને પાણી મળી આવતાં અને
તેનો ગ્રાસ કરવાની તૈયારી કરતાંજ તેની આગળ ઉપરા
ઉપરી ભુખ્યા ભિક્ષુકો આવી ચઢ્યા તેમને તે પણ આપી દીધું !
વળી એટલામાં કોઇ તરસ્યો આવ્યો તો તેને પણ પોતે તૃષા-
તુર રહી પાણી આપી દીધું ! ! આમ આપતાં આપતાં આનં-
દમાં આવી રતિદેવે કહ્યું કે, મ્હારે નથી જોઇતી અષ્ટ સિદ્ધિ
કે નથી જોઇતો મોક્ષ ! સર્વ જગતમાં દુઃખ મ્હારામાં આવે
અને જગત સુખી થાય તેવું જોઇએ છીએ. આથીજ મ્હારી
ભૂખ અને તરસ જતી રહેશે ! આનું નામ તે દયા પ્રેમ
અને દાન ! આવા દાનના પ્રતાપેજ દુષ્કાળ રૂપી રાક્ષસ
નાસી જાય છે. ભારતનું અવિચળ ગૌરવ આ દાનના પ્રતાપેજ
સુરક્ષીત છે !

આર્યો ! આવા સાધુઓ બનો ! દાન કરો ! દયાળુ બનો-
સર્વ દુઃખી પ્રત્યે પ્રેમી બનો ! આમ નહિ કરો તો વિપરીતજ

થવાનું. ત્હમારામાં દયા અને દાનશીલતા હશે તો તે ત્હમારા દુઃખી બંધુઓમાં પણ આવશે; એટલે દુઃખનો નાશ થવાનોજ ! આમ નહિ બને તો દુઃખી મનુષ્ય કરૂણા રહીત થઈ જશે. ભૂખ્યો મનુષ્ય પુત્ર સહીત સ્ત્રીને પણ તજી દે છે, ભૂખી સર્પિણી પોતાનાં ઈંડાંને પણ ખાઈ જાય છે. ભૂખ્યો શું પાપ ન કરે ? ભૂખથી ક્ષીણ થયેલામાં કરૂણા ક્યાંથી રહે ? કરૂણાનો નાશ થતાં સર્વત્ર નાશ થવાનો ! માટે બંધુઓ જાગૃત થાવ ! જાગૃત થાવ ! देयमार्तस्यशयनं स्थित श्रान्तस्य चासनम् ।
तृषितस्य चपानीयं क्षुधितस्य च भोजनम् ॥

દુષ્કાળ રૂપી રાક્ષસના કોપથી રોગી થયેલા મનુષ્યને સૂવાનું આપો–દવા આપો. દુષ્ટના પંજામાંથી છટકી નાશી આવેલા થાકેલા મનુષ્યને આસન આપો; તરસ્યાને પાણી પાવ અને ભૂખ્યાને ભોજન આપો. હે દાનવીરો ! આમ આપવાથી, દુઃખીને સહાય કરવાથી કદી પણ ખૂટી પડવાનું નથી ! સાધુ પુરૂષના ઘરમાંથી અન્ન, ભૂમી, પાણી અને પ્રીય વાકય કદી પણ ખૂટતાં નથી. દાનથી તો તેની વૃદ્ધિ થતી રહેશે. સાધુતા એજ જગતનું ઐશ્વર્ય છે.

દાનવીરો ! દુષ્કાળ હાલમાં ભારત ભૂમી પર ચઢી આવ્યો છે ! તેના થોડા ઘણા પટાવતો તો આ દેશમાં આપણી નિર્બળતાનો લાભ લઈ કાયમના સ્થાન કરી રહ્યા છે, તેમાં આ ખાસ હજુરની સ્વારીના સમાચાર સાંભળી ભારત ભૂમી ખળભળી રહી છે. સર્વત્ર આર્ત સ્વરો કાનને બ્હેર મારી નાખે છે. દ્રશ્ય

ભયંકર છે ! આમાં પણ ગુજરાત—કાઠિયાવાડ પરની સ્વારી તો અનાવૃષ્ટિનો લાભ મળવાથી વધુ ભયંકર થઇ પડશે. કાઠિયાવાડ, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, પંચમહાલ વિગેરે ફળદ્રુપ પ્રદેશો પણ વેરાન થઇ પડયા છે. ના. સરકાર તેમજ શ્રીમંતો આ દુઃખના નિવારણ માટે ચિંતાતુર બન્યા છે. આ સર્વ યોગ્ય હોઇ તે થશે પરંતુ—

---

## આબરૂદાર નિરાશ્રીતોને ન ભૂલી જવાય તેની ખાસ સંભાળ રાખવાની છે.

---

કુલવાન કુટુંબોના કરૂણાજનક અવાજ પરોપકારાર્થે નીક-
ળેલી અનાથાશ્રમ જેવી સંસ્થાઓ સુધી કદાપિ પણ પહોંચી
નહિ. તેઓ તો બિચારા નશીબ પર હાથ દઈ પોતાના
ઘરની ચાર ભીંતો વચ્ચેજ ઝુરી ઝુરી મરવાના ! આવાં માવા-
પિતા પોતાનુંજ રક્ષણ ન કરી શકે તો બિચારાં અવાચ્ય
ન્હાનાં બાળકોનું કોણ રક્ષક ! ચઢતી પડતી સર્વની હોય છે,
તો એક વખતનાં ગર્ભશ્રીમંત કુટુંબો જે અત્યારે અન્ન
વસ્ત્ર વગર તરફડે છે તેમને સહાય કરવી એ સર્વ કો-
ઇની ફરજ છે. આવાંને શોધીને તેમના કુલ ધર્મ અને
આબરૂનું રક્ષણ કરીને ગુપ્તપણે તેમના રક્ષક બનવું. જગ-
તની નજરથી દૂર રહી તરફડતાં આ નિરાશ્રીતોને [illegible]

કરવી એ પરમપૂન્યનું કામ છે. આવાં આબરૂદાર નિરાશ્રીતોના રક્ષણ માટેજ હાલ નડિયાદમાં એક

## હિંદુ નિરાશ્રીત ફંડ

કાઢવામાં આવ્યું છે. આ ફંડમાંથી આબરૂદાર કુટુંબનાં નિરાશ્રીતોને કે જેઓ ગુપ્ત રીતે નિર્ધનતાનું દુઃખ સહન કરતાં હોય, તેમની શોધ કરી તેમને અન્ન વસ્ત્ર અને દવા આદિની ગુપ્ત સહાય આપવામાં આવે છે. આ પ્રકારની સહાય હાલમાં બસો ( ૨૦૦ ) ઉપરાંત માણસોને આપવામાં આવે છે. ગામેગામ અને ખુણે ખાંચરે જ્યાં ત્યાં આવાં નિરાધારોને પોતાનાં બાળ બચ્ચાં સહીત ભૂખનાં માર્યા કલ્પાંત કરતાં કોણે નથી સાંભળ્યાં? હજારો એવાં નિરાશ્રીતો છે કે જેની હૃદય દ્રાવક સ્થિતિની કલ્પના કરતાં કંપારી છુટે છે. આ સર્વને બચાવવા મોટા ફંડની અનિવાર્ય અગત્ય છે. દાનવીરો! શું આપને આ દયાજનક દ્રશ્ય જોતાં દયા નહિ આવે? ખરેખર! આપનું હૃદય પીગળવુંજ જોઈએ, અને તેમાંથી દયાનું પવીત્ર ઝરણ વહેવું જોઇએ. આ ઝરણ આપણા કંગાળ બંધુઓને અમૃત પાન કરાવી સજીવન કરતું જોઇ આપનો આત્મા કેવો શાન્ત થશે! પરમાત્માની કૃપાના પણ આપ કેવા મહત્ ભાગી થશો! બંધુઓ! પરમાત્માની કૃપાના પાત્ર બનો અને અન્ય બંધુઓને બનાવો; આપનાજ ભાંડુઓને મૃત્યુના કરાલ મુખમાંથી છોડાવી પ્રાણદાતા બનો! આવા નિરાધારોના આધાર થવું એનાથી શ્રેષ્ટ એક પણ ઇશ્વર

પુજન નથી. આપ ઈશ્વરના સાચા પૂજારી બની પૂર્વજોના અને ઉચ્ચ ચારિત્રના આદર્શને વધુ ઉજ્વળ બનાવો.
હિંદુ નિરાશ્રીત ફંડને હૃષ્ટ પુષ્ટ કરવા માટે તન મન સહાય આપો. આપની સહાયથીજ સેંકડો કુલવાન કુટુંબોનું રક્ષણ થશે અને તેઓ અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપશે કેઃ—

"જેના જીવવાથી ઘણા મનુષ્યોનું જીવન ચાલે છે તે ઘણું જીવો."

શ્રી નડીઆદ હિન્દુ નિરાશ્રીત ફંડનો હીસાબ પ્રત્યેક ઇંગ્રેજી માસની શરૂઆતમાં પ્રગટ કરવામાં આવે છે. જેમાં ચાર આના અને વધુ દાન આપનાર ગૃહસ્થોનાં નામ જ્હાર પાડવામાં આવે છે.

લી. સેવકો,

તા. ૧—૯—૧૧. ચંદુલાલ નંદલાલ દેસાઈ
મુળજીભાઈ હરીવલ્લવદાસ કાસરવાળા
સેક્રેટરીઓ—હિન્દુ નિરાશ્રીત ફંડ—નડીઆદ.



# શ્રી નડીઆદ હિન્દુ નિરાશ્રીત ફંડની—

## દાન મેળવવાની યોજનાઓ:-

## ઘેર બેઠાં દેશ સેવા.

પ્રભુની ખાતર,

ભુખે મરતા દેશ બન્ધુઓની ખાતર.

નીચેની યોજનાઓ વાંચો ને મીત્રમંડળમાં વંચાવો. કારણ કે એ પણ એક પ્રકારની દેશ સેવા છે.

**સોના રૂપાના ચાંદ**—જે સ્વયં સેવક રૂ. ૧૦૦) અને તેથી વધુ રકમનું ફંડ ઉઘરાવી આપશે તેને ફંડ તરફથી જાહેર મીટીંગ રૂબરૂ એક રૂપાનો ચાંદ ઈનામ આપવામાં આવશે. જે સ્વયં સેવક રૂ. ૫૦૦) અને તેથી વધુ રકમનું ફંડ ઉઘરાવી આપશે તેને એક સુવર્ણ ચાંદ જાહેર સભા સમક્ષ બક્ષિસ કરવામાં આવશે.

**ધર્માદા પેટીઓ**—જે કોઇ ગૃહસ્થ પ્રતિજ્ઞાપૂર્વક દરરોજ ઓછામાં ઓછો એક પૈસો પણ પેટીમાં દાન કરવા કરાવવાની ખાત્રી આપશે અને દરમાસે નિયમિત રીતે એકઠી થયેલી રકમ નિરાશ્રીત ફંડની ઓફીસે પ્હોંચાડશે, તેવા ખાત્રીવાળા ગૃહસ્થને ઘેર એક ધર્માદાની પેટી આપવામાં આવશે.

આના ફંડ—આના ફંડની બુકમાં ૮૦) પાનાં હોય છે.
પાનાની કીંમત એક આના પ્રમાણે ગણતાં
બુકની કીંમત રૂ. ૫—૦—૦ થાય છે. બહાર ગામ
માટે આના ફંડની બુક ફક્ત અગાઉથી
મળેથી અગર રેલ્વે પેબલથી મોકલવામાં આવે.

ચાર આના ફંડ—ચાર આના ફંડની બુકમાં ૧૦૦) પાનાં
હોય છે. હરેક પાનાની કીંમત ચાર આના
ગણતાં આખી બુકની કીંમત રૂ. ૨૫—૦—૦ થાય
છે. ચાર આના ફંડની બુક બહાર ગામ માટે
ફંડના મંત્રીઓ ઓળખે એવા કોઈ સદગૃહસ્થ
ઓળખાણ આપેથી મોકલવામાં આવે છે.

રૂપીયા ફંડ—રૂપીયા ફંડની બુકમાં ૨૫) પાનાં હોય છે.
હરેક પાનાની કીંમત એક રૂપીયા પ્રમાણે ગણતાં
આખી બુકની કીંમત રૂ. ૨૫—૦—૦ થાય છે.
રૂપીયા ફંડની બુક બહાર ગામ માટે ફંડના
મંત્રીઓ ઓળખે એવા કોઈ સારા ગૃહસ્થ
ઓળખાણ આપેથીજ મોકલવામાં આવે છે.

પેટ્રન—આ ફંડમાં એકી વખતે રૂ. ૧૦૦૦ અને તેથી
વધુ રકમનું દાન આપનાર દાનશીલ સજ્જનને
ફંડના "પેટ્રન" ગણવામાં આવશે. અને વાર્ષિક
રીપોર્ટમાં તેવા પુરૂષોની ... ... ...
કરવામાં આવશે.

ડોનર—રૂ. ૫૦૦ ) અને તેથી વધુ રકમનું દાન આપનાર પરોપકારી સજ્જનને ફંડના " ડોનર " ગણવામાં આવશે. અને વાર્ષિક રીપોર્ટમાં તેમનું નામ તથા છબી પ્રકટ કરવામાં આવશે.

આશ્રય દાતા—આ ફંડ તરફથી નિરાશ્રીતોને આપવામાં આવતી ગુપ્ત મદદની સરેરાશ વારસીક ખર્ચની રકમ રૂ. ૩૦ ) થાય છે છતાં રૂ. ૧૫ ) ની મદદ જે કોઇ ગૃહસ્થ દર વરસે અગાઉથી ભરશે તેમને આ ફંડના એક નિરાશ્રીતના આશ્રયદાતા તરીકે ( જેટલા વરસ સુધી ભરવાની રકમ ચાલુ રહેશે તેટલા વરસ સુધી ) ગણવામાં આવશે.

ઉપદેશક—જે કોઈ પરોપકારી મહાશય પોતાના ગામમાં આ ફંડને માટે નાણું ઉઘરાવી આપવાની ઇચ્છાથી ઉપદેશક બોલાવશે તેમના તરફ વ્યાજબી લાગશે તો ફંડ તરફથી એક ઉપદેશક મોકલવામાં આવશે.

વસ્તુઓનું દાન—કોઇ પણ ગૃહસ્થ આ ફંડને કોઇ પણ વસ્તુ દાનમાં આપશે તે સ્વીકારવામાં આવશે અને આવી રીતે દાનમાં મળેલી દરેક વસ્તુઓ જાહેર લીલામથી હરાજ કરી ફંડ ખાતે તેની ઉપજ કરવામાં આવશે.

# શ્રી હિન્દુ નિરાશ્રીત ફંડની વીઝીટ બુકમાંથી અવતરણ.

"નડીઆદ હિંદુ નીરાશ્રીત ફંડની આજે મુલાકાત લીધી. અને મને ફંડને લગતુ સર્વે કામકાજ બતાવવામાં આવ્યું. આ ફંડમાંથી હાલમાં આશરે ૪૭ નીરાશ્રીતો લાભ લઇ શકે છે; જે સંતોષકારક છે. ફંડ સંબંધીની સર્વ વ્યવસ્થા નીયમીત જોઇ મને સંતોષ થયો છે. આ ફંડમાં દરેકે યથાશકતી સહાય કરવી એ ખાસ કર્તવ્ય છે. તા. ૨૫-૮-૧૧. નડીઆદ.

મણીલાલ પરભુદાસ દેસાઇ.

તા. ક. આ સંસ્થાને ઉપયોગી સમજી તેમજ તેનું વ્યવસ્થીત કામ જોઇને રૂા. ૧૫) આશ્રયદાતા તરીકે તેમજ રૂા. ૧૦) દાન તરીકે આપુ છું. તા. ૨૫-૮-૧૧.

મણીલાલ દેસાઈ.

નડીઆદ હીંદુ નિરાશ્રીત ફંડની મુલાકાત લેતાં તેના આંગનું કામકાજ બતાવવામાં આવ્યું જે તપાસતાં સંતોષ ઉત્પન્ન થાય છે. અને તેની સાથે આ સંસ્થાને ઉત્પન્ન કરનારને ધન્યવાદ આપું છું.

* * * * * *

આવા ખાતામાં દરેક માણસે પોતાની યથાશક્તી પ્રમાણે મદદ કરવી એ ઘણુંજ પુન્યનું કામ છે. તા. ૨૬-૮-૧૧

ઇશ્વરભાઈ વાલદાસ પટેલ-નડીઆદ (રાલી બ્રધર્સના એજંટ)

"શ્રી નડીઆદ હીન્દુ નિરાશ્રીત ફંડના કાગળો ગામમાં બહુ વ્હેંચાએલા અને તેમાં દરેક માણસ એટલે જે ગરીબ હોય છતાં ગૃહસ્થ હોય તેને અન વસ્ત્ર આપવા સંબંધનો લખેલો પ્રોગ્રામ અમારા મનમાં વીચાર ભરેલો હતો કે તે શી રીતે દરેકને આપી શકશે? પરંતુ આજે સવારમાં એટલે તા. ૧૭-૮-૧૯૧૧ ના રોજ અમારા મનમાં એમજ ઇચ્છા થઈ કે, હિન્દુ નિરાશ્રીત ફંડની હકીકત જાણવી જોઇએ જે જોતાં અમને ખાત્રી થઇ કે આવું મોટું અને અગત્યનું લોકોપયોગી કામ જે કર્યું છે તે અમારા સમજવા મુજબ સંતોષકારક છે અને જે કોઇ મદદ કરશે તેના પૈસાનો ગેર ઉપયોગ અત્યાર સુધી થયો હોય તેમ નથી એમ અમારી ખાત્રી થાય છે. માટે આ વીઝીટ બુકમાં અમે સહી કરી છે."

વાંચી જેઠાલાલ ગરબડદાસ (કાપડના વેપારી) સહી. દા. પોતે.
શા. પ્રાણલાલ અમૃતલાલ ભરૂચવાળા સહી. દા. પોતે.

તા. ૨૭-૮-૧૯૧૧.

"આજ રોજ તા. ૨૭-૮-૧૧ ને રોજ સાડા આઠ વાગે શ્રી હિંદુ નિરાશ્રિતફંડની વીઝીટ કરતાં મને તેમની યોજના ઘણીજ ઉત્તમ લાગી. જો આવીજ રીતે મુસલમાન લોકો પોતાના મુસલમાનોને માટે આવું નિરાશ્રીત ફંડ કાઢશે તો ભાઇઓના ઉપર એક ઉપકાર કરવા જેવું થશે, ને ઘણાને આશ્રય મળશે. આવું ઉત્તમ કામ કરવું એ એક મનુષ્ય જન્મનું સાર્થક છે એમ સમજીને કરવું એજ"

લી. મોદી કાભઈ કરીમ વોરા. નડીઆદ સહી. દા. પોતે.

આજ રોજ તા. ૨૮–૮–૧૧ને રોજ સાડા નવ વાગે આ હિંદુ નિરાશ્રીત ફંડની વીઝીટ કરતાં મને તેમની બધી વ્યવસ્થા જોઈ ઘણો સંતોષ થયો. હીસાબકામ વીગેરે બધુ પુર્ણ સંતોષકારક છે. દરેક માણસે મદદ કરવાની ખાસ જરૂર છે. મારી પોતાની ફરજ સમજી હું પોતે રૂ. ૫) દાનમાં આપું છું.

ડોકટર ભીખાભાઈ મોતીભાઈ દેસાઈ. નડીઆદ.

---

" શ્રી હીંદુ નિરાશ્રીત ફંડની વ્યવસ્થા જોતાં મને ઘણો સંતોષ ઉપજે છે. આવાં બીજાં ઘણાં કામો વધુ પ્રમાણમાં ખુલાં થવાની જરૂર છે. દેશના યુવકોનું ઉછરતું જીગર એ આવી સંસ્થાઓ તરફ લક્ષ રાખી તેનું અનુકરણ કરે તો મોટો લાભ થવા સાથે ઐકયતામાં ઘણો વધારો થાય. ઇશ્વર હમારા દેશને એવી પ્રેરણા કરો એજ ઇચ્છા " તા. ૨૭–૮–૧૧

હીંમતલાલ ગરબડદાસ ગાંધી–નડીઆદ.
(જસમાઇન ઇન્ડીયા એજન્સીના માલીક)

" આજ રોજ નિરાશ્રીત ફંડની ઓફીસની મુલાકાત લીધી. હિસાબ સંબંધી તથા બીજી બધી કાર્ય કરવાની વ્યવસ્થા જોઈ હમે ઘણા ખુશી થયા છીએ. થોડા સમયમાં એવું સારૂં કામ થયું હમે જોયું કે કાર્યવાહકોને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતા નથી. સર્વ ઉદાર ચિતવાળાઓએ આવા સ્તુતિપાત્ર કામને બનતી [illegible] આપવા જેવું છે. આજ હમે ફક્ત રૂ. ૧) આપી

કવિતા (૨૧૦)

દરેક આ ખાતે ઘણા હર્ષથી આપીએ છીએ અને વખતો વખત કંઈ પણ મદદ કરી શકીએ એવું ઇચ્છીએ છીએ.”
તા. ૨૭–૮–૧૧.

લી. ભોગીલાલ હરીભાઈ નડીઆદ સહી દા. પોતે.
[ નીતિ ધર્મ શિક્ષણ મંડળના ઓ. સેક્રેટરી ]

છોટાલાલ કાળીદાસ નડીઆદ સહી દા. પોતે.
નડીઆદ હિન્દુ અનાથાશ્રમના ઉપમંત્રી.

નડીઆદ હીંદુ નિરાશ્રીત ફંડની વ્યવસ્થા ઉદેશ વીગેરે પર તેના ઓનરરી સેક્રેટરી રા. રા. ચંદુલાલ નંદલાલભાઇએ આજ રોજ મને માહીતગાર કર્યો છે. અને તેથી મને ઘણોજ સંતોષ થયો છે. અને મારૂ માનવું છે કે આ ફંડની સ્થાપના એવા જરૂરના વખતે થઇ છે કે જે દુષ્કાળની આફતમાં આ દેશ આવતી સાલને માટે આવી પડવાનો છે. તેમાં ઘણીજ જરૂરી મનુષ્ય ધર્મની સૌથી પહેલી ફરજ બજાવી શકશે. * * *

વાડીલાલ ઇશ્વરલાલ વૈશ્ય—અમદાવાદ.
ધી. ઇન્ડસ્ટ્રીયલ મેન્યુફેકચરીંગ કંપનીના એજંટ.

આજે હું નીરાશ્રીત ફંડની ઓફીસમાં ગયો હતો ને ત્યાં તપાસ કરતાં ઘણું સારૂં કામ કરવામાં આવે છે. જેથી મને ઘણો સંતોષ ઉપજે છે. તા. ૨૯–૮–૧૧.

પા. શંકરભાઈ તુલસીભાઈ.
શાહપુર તા. ખંભાત.

"તા. ૩૦-૮-૧૧ ના રોજ નીરાશ્રીત ફંડની વ્યવસ્થા અને તે ચોપડાઓમાં સરળ વીધેના બધા હીસાબના ચોપડા જોઇ મને ઘણો સંતોષ થયો છે અને વહીવટ અને દાન કરનાર તથા લેનારને દરેક જાતની સુગમતા થઇ આવે એવી વ્યવસ્થા જોઇ મને ઘણો સંતોષ થયો છે અને તે સારો વહીવટ થાય છે, અને બરોબર ખરા માણસોને મદદ મળે છે એમ મારૂં માનવું થયું છે. તે જોઇ મારી યથાશકતી મુજબ મેં મદદ કરી છે. બીજા ભાઇઓએ બરોબર તપાસી જોઇ મદદ કરવા મારી મજબુત ભલામણ છે."

શેઠ. વ્રિજભુખણદાસ જમનાદાસ-નડીઆદ.

નડિયાદ હિન્દુ નિરાશ્રીત ફંડની વ્યવસ્થા અને હેતુઓ જોઇ મને ઘણોજ આનંદ ઉપજે છે. અહિં દરરોજ આશરે પોણુસોને મદદ આપવામાં આવે છે તે ઘણું પ્રશંસા પાત્ર છે. દરેક રીતે આ સંસ્થા ફતેહમંદ થાય એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. એજ

તા. ૩૧-૮-૧૧.

મોતીલાલ નડીઆદ [ બેન્કર ].
અંબાલાલ ... બેન્કની શાખાના એજંટ.)



... પ્રેસમાં દેવીદાસ છગનલાલે છાપ્યું.

# વિવિધ ગ્રંથમાળાના બીજા વર્ષના

# નિયમો.

---

### વર્ગ વિષે.

૧ વિવિધ ગ્રંથમાળાનો પહેલો વર્ગ આ વર્ષમાં પણ બંધજ રહેશે.

૨ બીજા વર્ગમાં હવેથી કાગળો ૫૦ રતલી ગ્લેજ અથવા એન્ટીક પેપર વપરાશે; અને પૂઠાં આગળના જેવાંજ સોનેરી આવશે. એ વર્ગનું વાર્ષિક મૂલ્ય હવેથી ઘટાડીને રૂ. ૬-૦-૦ ને બદલે રૂ. ૪-૮-૦ રાખવામાં આવ્યું છે.

૩ ત્રીજા વર્ગની બુકોનાં પૂઠાં પાકાં આવવા ઉપરાંત હવેથી કાગળો પણ તેમાં ઉંચી જાતના એટલે ઉપર બીજા વર્ગ માટે લખ્યા છે તેજ વાપરવા ઠર્યું છે. છતાં વાર્ષિક મૂલ્ય રૂા. ત્રણ કાયમ રહેશે.

**સૂચના**–બીજા તથા ત્રીજા વર્ગમાં હવે પછી વપરાનારા એન્ટીક પેપરનો નમુનો ચોથા વર્ગના ગ્રાહકો પણ જોઇ શકે એવા હેતુથી આ પુસ્તકની છેવટનો ફોર્મ–કે જે સુકેતાઇમાં વધારે છે તે–એ કાગળોપરજ છપાવવામાં આવ્યો છે.

૪ ચોથા વર્ગમાં કાગળો પ્રથમ વર્ષની માફક ૫૦ રતલી અનગ્લેજ, પૂઠાં કાગળનાં તથા સિલાઇ સાદી આવશે; અને તેનું વાર્ષિક મૂલ્ય અગાઉ પ્રમાણે રૂ ૧-૮-૦ ચાલુ રહેશે.

૫ **સહાયક વર્ગ**–જેઓ આ ખાતા તરફ શુભ લાગણી ધરાવી તેને કંઇક પણ મદદ કરવા ઇચ્છતા હોય તેવા સજ્જનો માટે તથા રાજા, મહારાજા, દરબાર, ઠાકોર, ઇત્યાદિ માટે આ ખાસ વર્ગ કહા-

ડેલો છે; જે વર્ગના ગ્રાહક તેમને થવું હોય તે વર્ગના લવાજમ ઉપરાંત કમમાં કમ વાર્ષિક રૂ. ૧૨) જેટલી વધુ રકમ, સહાય તથા સન્માનાર્થે તેમણે આપવાની છે.

૬ પોષ્ટખર્ચ કોઇ પણ વર્ગ પાસેથી જુદું લેવાશે નહિ; આફ્રિકા ઇ૦ દેશો ખાતે વધારાનું પોષ્ટેજ ચોથા વર્ગ બદલ રૂ. ૦–૬–૦ અને ત્રીજા તથા બીજા વર્ગ બદલ રૂ. ૦–૧૨–૦ વધુ લેવાશે.

૭ વેલ્યુપેબલખર્ચ દરેક વર્ગ માટે જુદું સમજવું.

૮ આ ગ્રંથમાળાનું કોઇ પણ છૂટું પુસ્તક જોઇએ તેમને તે તે માટે ઠરાવેલી છૂટક કિંમતે મળી શકશે; નમુનાના અંક માટે પણ એજ નિયમ સમજવો. દરેક પુસ્તકની વર્ગવાર છૂટક કિંમત તેમાં છાપેલી હોય છેજ

## વર્ગ બદલવા વિષે.

૯ નવા વર્ષથી જેમને પાકા પૂઠાવાળાં તેમજ ઉંચી જાતના કાગળવાળાં ટકાઉ પુસ્તકો મેળવવાના હેતુથી ચોથા વર્ગને બદલે વાર્ષિક રૂ. ૩–૦–૦ વાળા ત્રીજા વર્ગમાં ગ્રાહક થવું હોય, અથવા સોનેરી પૂઠાવાળાં પુસ્તકો મેળવવાને વાર્ષિક રૂ. ૪–૮–૦ વાળા બીજા વર્ગમાં ગ્રાહક થવું હોય તેમણે પોતાના રજીષ્ટર્ડ નંબર સાથે તે વિષે તુરત લખી જણાવવું, કે જેથી નવા વર્ષમાં તે વર્ગનુંજ પુસ્તક વી. પી. કરવામાં આવે.

૧૦ વર્ગમાં ફેરફાર કરાવનારનો રજીષ્ટર્ડ નંબર પણ બદલાય છે, અને તે તેમને મળનાર વધારાના મૂલ્યની પાવતી અથવા વી. પી. સાથેના બીલમાં જણાવ્યો હશેજ. માટે તે પછીથી પત્રવ્યવહારમાં તે ગ્રાહકે તે નવો નંબરજ લખતા રહેવું.

## કદ વિષે.

૧૧ આ ગ્રંથમાળાના દરેક પુસ્તકમાં સરાસરી ( રોયલ ૧૬

પેજી ) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી તેમજ બીજાં પરોપકારી ખાતાંઓને લગતી યોજનાઓ તથા જાહેરખબરો વિગેરેનો તેમજ બીજાં માસિકોની બદલામાં લેવાની જાહેરખબરોનો સમાવેશ થશે. મૂલ્યથી લેવાની જાહેરખબરોનો એમાં સમાવેશ થશે નહિ.

૧૨ પુસ્તકનું કાર્ય હોવાથી વિષયો લાંબા ટુંકા હોવાના કારણે મણકાઓનું કદ સવાસો પૃષ્ટ કરતાં ઓછું યા વધુ થયા કરવું એ સ્વાભાવિક છે, છતાં વર્ષ આખરે ૧૨×૧૨૫ ને હિસાબે ૧૫૦૦ દોઢ હજાર પૃષ્ઠ પૂરાં કરી આપવામાં આવશે. કોઇ મણકામાં ખાસ ઉંચા કાગળો વાપરવાનું અથવા છબી મૂકવાનું ઠરશે તો તે બદલના વધારાના ખર્ચ જોગાં પૃષ્ઠો આ (૧૫૦૦ ની) સંખ્યામાંથી બાદ થશે.

૧૩ પુસ્તકનું કદ બદલવું પડશે ત્યારે પણ સરવાળે ઉપર જણાવ્યા જેટલું—એટલે વર્ષમાં થઇને રોયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ઠમાં આવી શકે તેટલું—લખાણ પૂરૂં થઈ રહે એવા પ્રમાણમાંજ પૃષ્ઠની સંખ્યા કમી જાસ્તી કરાશે.

## પુસ્તકોની રવાનગી તથા તે ગેરવલ્લે જવા વિષે.

૧૪ અધિકમાસ સિવાય વિશેષ કરીને દરેક ગુજરાતી માસની આખરે આ ગ્રંથમાળાનું એકેક પુસ્તક નીકળતું રહેશે. જે તે પછીના બીજા માસની દસમી તિથિ સુધીમાં ગ્રાહકોને પહોંચી જાય તેમ થશે.

૧૫ જે પુસ્તક તે માસની શરૂઆતમાં તૈયાર થઈ શકશે તે તેની અગાઉના પુસ્તકની સાથેજ અને બનતાં સુધી ભેગું બંધાઇને રવાના થશે.

૧૬ રવાનગીના સમય અગાઉ તૈયાર કરાવી શકાયાં હશે તે પુસ્તકો સગવડ હશે તો તે સમય અગાઉ રવાના કરવામાં આવશે.

૧૭ દરેક પુસ્તક દરેક ગ્રાહકને પુરતી ચોકશીથી રવાના થાય છે; છતાં પોષ્ટખાતામાં તે ગેરવલ્લે જાય, તે મોકલી આપવાની

પૂર્ણ છૂટ રાખતાં તેનો ગેરલાભ લેવાવાના સંભવને લીધે એવો નિયમ હવેથી રહેશે કે નીચે પ્રમાણેનો ખરી હકીકતનો પત્ર લખી મોકલનાર ગ્રાહકોને બનતાં સુધી પુસ્તક બીજું મોકલી આપવું, અને ગ્રાહકને અરજી કરવાની ફરજમાં ન ઉતારતાં પોષ્ટખાતાપર અમારેજ ઘટતી અરજ સાથે તે પત્ર મોકલી આપવો.

પુસ્તક ગેરવલ્લે જતાં ગ્રાહકે લખવાના પત્રની નકલ નીચે મુજબ છેઃ—

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક,**

**મુ. અમદાવાદ.**

વિ. કે, સંવત ૧૯૬૮ નું ______ મું પુસ્તક નામે ______
અત્યાર સુધીમાં મને મળી જવું જોઇયે તે હજી સુધી મને મળ્યું નથી.

અહિં ______ નામે પોષ્ટ વહેંચનારથી બનતી પૂછપરછ કર્યા પછીજ આ પત્ર લખ્યો છે. બદદાનતથી જુજ રકમનું પુસ્તક ફરીથી મેળવવા ઇચ્છનાર, એક ધર્મકાર્યમાં તેટલું નુકશાન કરી કેવા પાપનો ભાગી થાય છે, એ વાત હું સમજું છું.

તમે ફરીથી મોકલી આપ્યા પછી જો તે તમે મોકલેલું મૂળ પુસ્તક મ્હારા તરફ આવશે તો તે ન સ્વીકારતાં તમારા તરફ પાછું વાળીશ.

મ્હારો રજીષ્ટર્ડ નંબર, ______

નામ, ______

ગામ, ______ પોષ્ટ, ______

ઠેકાણું, ______ જીલ્લો, ______

તારીખ ______

સહી ______

સૂચના-પોતાના ગામનાં અન્ય ગ્રાહકોને પુસ્તક મળ્યા છતાં પોતાને ન મળ્યું હોય તોપણ દશેક દિવસ વધુ રાહ જોયા વિના અને ઘરમાં તેમજ પોષ્ટમેનથી તપાસ કર્યા વિના આ પત્ર લખવો નહિ.

## નવિન ગ્રાહક થવા વિષે.

૧૮ નવિન ગ્રાહક થવા ઇચ્છનારે નીચે મુજબનો કાર્ડ લખી મોકલવો, અથવા રૂબરૂ આપવો.

---

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક,

મુ. અમદાવાદ.

વિ. કે, વિવિધ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે સંવત ૧૯૬૮ ની શરૂઆતથી મ્હારૂં નામ નોંધી ત્યારથી અત્યાર સુધીમાં નીકળેલાં પુસ્તકો વી. પી. થી અથવા બીજી રીતે મોકલી ત્હેનું વાર્ષિક મૂલ્ય વસુલ કરશો; અને તે પછી પણ દર વર્ષે પહેલો મણકો વી. પી. કરી મોકલતા રહેશો. ગ્રાહક તરીકે અમારે નહિ રહેવું હોય ત્યારે અગાઉથી ખબર આપીશું.

ગ્રાહક થનારનું પૂરૂં નામ. ____________________

પૂરેપુરૂં ઠેકાણું. ____________________

વર્ગ, ____________ ગામ, ____________

વાર્ષિક મૂલ્ય, ____________ પોષ્ટ, ____________

તારીખ, ____________ જીલ્લો, ____________

( વિવિધ ગ્રંથમાળાનાં પ્રથમ વર્ષનાં પુસ્તકો પણ વી. પી. ભેગાં જોઇયે છે કે નહિ તે, અને જોઇતાં હોય તો કયા વર્ગનાં, તે વાત મૂલ્ય સહિત અહિં લખવી. )

સહી. ____________________

---

સૂચના—( ૧ ) મુંબઈ તેમજ બીજાં શહેરોના ગ્રાહકોએ ઠેકાણામાં પોતાનો મહેલ્લો, રસ્તો, પેટારસ્તો, મકાનનું નામ, માળ, રૂમ નંબર એ સર્વ લખવું.

( ૨ ) વર્ગ નહિ લખનારને ચોથા વર્ગમાં ગ્રાહક તરીકે નોંધી તે વર્ગનાં પુસ્તકો મોકલાશે.

૧૯ મૂલ્ય ભર્યા પછીથી પાંચ દિવસ સુધીમાં તે ગ્રાહકને કોઈ પણ મ્હોટા ( વધુ લવાજમવાળા ) વર્ગના ગ્રાહક થવાની ઇચ્છા થાય તો, આવેલું પુસ્તક અથવા પુસ્તકો સારી હાલતમાં પોતાને ખરચે પાછાં મોકલી આપવાથી, તે લખશે તે વર્ગમાં નામ બદલીને, તે વર્ગનાં પુસ્તકો ખૂટતા લવાજમનું વી. પી. કરીને મોકલી આપવામાં આવશે.

૨૦ મૂલ્ય મોકલાઈ ચૂક્યા પછી પણ નિયમો ન ગમવાથી કોઈને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાંચ દિવસ સુધીમાં તે પુસ્તક પોતાને ખર્ચે પાછું મોકલી આપવાથી લવાજમ પાછું આપી દેવામાં આવશે.

૨૧ ગમે તે માસમાં ગ્રાહક થનારને તે આખા વર્ષના ગ્રાહક તરીકે ગણીને આગલા મહિનાના મણકાઓ પણ ( સિલક હશે ત્યાં સુધી ) પૂરા પાડવામાં આવશે.

૨૨ પ્રથમ વર્ષનાં પુસ્તકો* પણ જે નવિન ગ્રાહકોને જોઈશે

---

* બીજા વર્ષથી થનાર જે નવિન ગ્રાહકે પહેલા વર્ષનાં પુસ્તકો ન જોયાં હોય અથવા ન મેળવ્યાં હોય તો તેમને ભલામણ છે કેઃ—

આ પુસ્તકો એ કાંઈ અઠવાડિક યા માસિક વર્તમાનપત્રોના અંકો નથી કે જેથી સમય વિત્યા પછી નકામાં થઈ જાય; આ તો જુદા જુદા વિષયનાં ઉપયોગી પુસ્તકો છે. આ જમાનાના સમર્થ વિદ્વાનો અને મહાપુરૂષો પોતાની વિદ્વતા અને મહત્તા મ્હોટે ભાગે

મ્હેમને ચોથા વર્ગનાં બારે પુસ્તકોના રૂ. ૧-૮-૦ અને ત્રીજા વર્ગનાં રૂ. ૩-૦-૦ તથા બીજા વર્ગનાં રૂ. ૬-૦-૦ થી તેમજ થોડાં જોઇશે તો છૂટક સવાઈ કિંમતથી મળી શકશે. પોષ્ટેજ માફ.વી. પી. ખર્ચ જુદું.

---

ઉત્તમ ગ્રંથોનેજ આભારી જણાવીને એકે અવાજે કહેતા આવ્યા છે કેઃ-સારાં પુસ્તકો એ એક મિત્ર કરતાં પણ વધારે ઉપયોગી છે. મ્હેને જેમ જે તે સ્થળે સાથે રાખી શકાય છે, અને જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે ઉમદા વિચારોનો ઝરો મ્હેમાંથી મેળવી શકાય છે, તેમ મિત્રના સંબંધમાં બની શકતું નથી.

સારાં પુસ્તકો એ ઘરમાંના કિંમતી વસ્ત્રાભૂષણ કે કોઈ પણ ચીજ સાથે સરખાવતાં વધારે કિંમતી, વધારે સુખદાયક અને અંતરાત્માને અનેક સદ્ગુણરૂપી અલૌકિક અલંકારોથી આલોક અને પરલોકમાં ઓપાવનારાં છે.

વળી તે માત્ર મ્હેના માલિકનેજ નહિ; પણ માલિકના કુટુંબીઓ, મિત્રો, પાડોશીઓ, મ્હેમાનો, અને બીજા પણ જેઓ મ્હેનો પ્રેમથી લાભ લેવા ઇચ્છે, તે દરેકને તે એક સરખી રીતે પોતાનો પ્રેમભાવ દર્શાવી આપે છે. મ્હેના તરફ બેદરકાર રહેવામાં ન આવે અને સવેળા સારી બાંધણીનાં તે મેળવાય તો છ માસ કે વર્ષ તો શું, પણ અનેક પેઢી સુધી ઉમદા વિચારોના સર્વથી વધારે કિંમતી ખજાના દાખલની મ્હેની મહત્તા મ્હેમાંથી જરા પણ ખંડિત થતી નથી.

ઉપલા વિચારોની યથાર્થતા સ્હમજી શકનાર હરકોઈ નવિન ગ્રાહકને ભાગ્યેજ ભલામણ કરવી પડે તેમ છે કે, જેમનાથી બની શકે તેમ હોય તેમણે વિવિધ ગ્રંથમાળાનાં પ્રથમ વર્ષનાં પુસ્તકો, કે જેની યાદી આ અગાઉ અપાઇ ચૂકી છે, તેવો ઉપયોગી ખજાનો બનતાં સુધી મેળવવા ચૂકવું નહિ. સારાં પુસ્તકોનો આવો સસ્તો સંગ્રહ ખલાસ થઇ ગયા પછી ડબલ કિંમતે પણ મેળવી શકાવો મુશ્કેલજ થઈ પડશે. 'વ્યવસ્થાપક.'

## પત્રવ્યવહાર વિષે.

૨૩ વિવિધ ગ્રંથમાળાની સર્વ વ્યવસ્થા હવેથી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની અમદાવાદની 'શાખા' માં રાખેલી હોવાથી, નવિન ગ્રાહક થનારે તેમજ અગાઉનાં ગ્રાહકોએ તે સંબંધી સર્વ પ્રકારનો પત્રવ્યવહાર તથા નાણાં વ્યવહાર તે શાખાના 'વ્યવસ્થાપક' ને શિરનામેજ કરવો.

૨૪ વિવિધ ગ્રંથમાળાના દરેક ગ્રાહકને ત્હેમનો રજીષ્ટર્ડ નંબર પાવતીમાં અથવા વી. પી. સાથેના બીલમાં તેમજ દરેક પુસ્તક મોકલતી વખતે શિરોનામ સાથે જણાવાય છે; આ નંબર ગ્રંથમાળા સંબંધી કોઇ પણ પ્રકારનો પત્ર લખવો પડતાં તેમાં અવશ્ય લખવો; તેવા નંબર વિનાના પત્રપર અમલ થશે નહિ.

૨૫ ઉત્તર મેળવવાની ઇચ્છા હોય તેમણે રિપ્લાઇ કાર્ડ અવશ્ય મોકલવું; તેમ ન કરનારને ઉત્તર મળવાનો સંભવ થોડો છે.

## શિરનામાં બદલવા વિષે.

૨૬ નવા વર્ષથી જેમને પોતાનાં શિરનામાં બદલવાનાં હોય અથવા સુધરાવવાનાં હોય તેમણે તે વિષે તુરતમાં લખી જણાવવું; પરંતુ મહિનો બે મહિના માટેજ બદલવાનું હોય તેમણે તે વિષે પોષ્ટ ઑફીસનેજ લખીને બંદોબસ્ત કરી લેવો; વધુ સમય માટે બદલવાનું હોય ત્યારેજ અહિં લખવાનું રાખવું.

૨૭ શિરનામું બદલવાનો પત્ર મળ્યા અગાઉ રવાના થઇ ચૂકેલું પુસ્તક મોડું પહોંચે અથવા ગેરવલ્લે જાય તે માટે અમે જવાબદાર નથી; માટે નવું ઠેકાણું અહિં લખવા સાથે પ્રથમની પોષ્ટ ઑફીસને પણ લખવું જોઇએ.

## મણકાને બદલે પુસ્તક.

૨૮ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થતાં પુસ્તકોને 'મણકા'

એવા નામથી અત્યાર સુધી લખાતું તે હવે પછીથી 'પુસ્તક' એ નામથી લખાશે. આ નિયમોમાં પણ તેમજ લખ્યું છે.

ધનતેરસ સવંત ૧૯૬૭.

ભિક્ષુ-અખંડાનંદ.
'મંત્રી' સ૦ સા૦ વ૦ કાર્યાલય.

---

# આવતા વર્ષનું લવાજમ વસુલ કરવાની ગોઠવણ.

વિવિધ ગ્રંથમાળાનું સં. ૧૯૬૮ના કારતક માસનું પુસ્તક, આ બારમું પુસ્તક રવાના થયા પછી પંદર દિવસ જવા દઇને દરેક ગ્રાહકને વી. પી. થી રવાના થશે. અને બીજા વર્ષના મૂલ્ય બદલ દરેક ચોથા વર્ગના ગ્રાહકે વી. પી. ખર્ચ સાથે રૂ. ૧-૯-૦ તથા ત્રીજા વર્ગના ગ્રાહકે રૂ. ૩-૧-૦ અને બીજા વર્ગના ગ્રાહકે રૂ. ૪-૯-૦ ભરીને તે સ્વીકારવાનું છે.

દરેક વી. પી. બુકપોષ્ટની ઉપરના શિરનામાની બાજુમાંજ તે તે ગ્રાહકનો ચાલુ રજીષ્ટર્ડ નંબર નાખીને લવાજમનું બીલ જોડેલું હોય છે, તે બીલ તથા શિરનામાવાળો ભાગ લવાજમ ભરાયા બદલના દાખલા તરીકે જાળવી રાખવો, એ ઉપરાંત જુદી પાવતી આપવાનું હવેથી રાખ્યું નથી.

મુંબઈ, અમદાવાદ, ભાવનગર, તથા નડીયાદના દરેક ગ્રાહકને પણ ઉપર પ્રમાણે પહેલું પુસ્તક વી. પી. થીજ મોકલાશે, છતાં એ સ્થળના જે જે ગ્રાહકોને વી. પી. ખર્ચનો એકેક આનો બચાવવો હોય

જેમણે આ પુસ્તક પહોંચ્યા પછીના દસ દિવસમાં નીચે જણાવેલા ગૃહસ્થોને ચોથા વર્ગ બદલ રૂ. ૧–૮–૦, ત્રીજા વર્ગ બદલ રૂ. ૩–૦–૦, અને બીજા વર્ગ બદલ રૂ. ૪–૮–૦ ની રકમ આપી આ ખાતાના નામવાળી તથા મુંબઈ કે અમદાવાદના વ્યસ્થાપકના સહી શિક્કાવાળી છાપેલી પાવતી વસુલ લેનારની સહી સાથે મેળવવી. આ પાવતી આ ખાતા તરફની પાકી પાવતી ગણાશે.

૧ **મુંબઇ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના** વ્યવસ્થાપક, ઠે. કાલબાદેવીરોડ, ભાંગવાડીને નાકે હાથીબિલ્ડીંગમાં ત્રીજે માળે.

૨ **અમદાવાદ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક,** ઠે. ખમાસાનો ચકલો, પોલીસ ચોકીની બાજુમાં.

૩ **ભાવનગર–રા. રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ** ઠે. કણબીવાડ નેરાને નાકે.

૪ **વળા–રા. રા. કાળીદાસ જેચંદ ધોળકીઆ.**

૫ **નડીયાદ–રા. રા. ચુનીલાલ બોઘાભાઈ** અમદાવાદી દરવાજે.

૬ **બોરસદ–ઠા. હરિલાલ મોહનલાલ.**

૭ **સોનગઢ–રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ.**

૮ **પેટલાદ–રા. રા. પુરૂષોત્તમ ઝીણારામ પાઠક.**

૯ સરક્યુલેટિંગ લાઇબ્રેરીઓ, વડોદરા સ્ટેટના આશ્રય નીચેની લાઇબ્રેરીઓ તથા મિત્રમંડળ લાઇબ્રેરીઓ જેમને તે તે પ્રકારની સંસ્થાઓના મુખ્ય અગ્રેસરો અથવા ઉપરીઓ મારફત લવાજમ મોકલવાનું હોય તેમણે તે વિષે સવેળા બંદોબસ્ત કરવો.

જેમનું લવાજમ ઉપલાં ઠેકાણાંઓ મારફતે અથવા તો મનીઓર્ડરથી યા બીજી કોઇ રીતે આ પુસ્તક રવાના થયા પછીના દસ દિવસ સુધીમાં વસુલ નહિ આવ્યું હોય તેવા દરેક ગ્રાહકને તે તારીખથી આવતું ૧૩ મું પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે.

## મનીઑર્ડર.

જે ગ્રાહકને પોતાનું લવાજમ મ૦ ઓ૦ થી મોકલવાનું વધુ અનુકૂળ હોય ત્હેમણે પણ તે આ પુસ્તક મોકલ્યા પછીના દશ દિવસ અગાઉ મોકલી આપવું, અને તે સાથે કુપનમાં પોતાનો રજીષ્ટર નંબર અને નામ અવશ્ય લખવું. એ પ્રકારે મોકલનારને પોસ્ટખાતું જે પાવતી પહોંચાડેછે તેજ આ ખાતા તરફની પાવતી સમજવી.

ખર્ચમાં બચાવ માટે એકથી વધુ ગ્રાહકો ભેગા મ૦ ઓ૦ થી લવાજમ મોકલે, ત્હેમણે જે જે ગ્રાહકોનું તે લવાજમ હોય તે દરેકનાં નામ, ઠામ તથા રજીષ્ટર નંબરો જુદા કાર્ડપર અવશ્ય મોકલવા. કુપનમાં ઝીણું અને ઘણું લખી મોકલવું નહિ.

ચીન, આફ્રિકા, ઇત્યાદિ જે દેશાવરોમાં વેલ્યુપેબલ જઇ શકતાં નથી ત્યાંના દરેક ગ્રાહકે વધારાના પોષ્ટેજસહિત ચોથા વર્ગ બદલ રૂા. ૧-૧૪-૦ અને ત્રીજા વર્ગ બદલ રૂા. ૫-૪-૦ પોષ્ટઑફીસ જોગા પોસ્ટલઓર્ડરથી અથવા મનીઓર્ડરથી **અમદાવાદ** Ahmedabad સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક (મેનેજર) ઉપર મોકલી આપવા.

હરકોઇ પ્રકારે લવાજમ આવી ગયા અગાઉ એવા દેશાવરો ખાતે બીજા વર્ષના અંકો મોકલવાનું શરૂ થશે નહિ.

મુંબઈ, અમદાવાદ, ભાવનગર, નડીયાદ, વળા, સોનગઢ, પેટલાદ, ઇત્યાદિ સ્થળોના ગ્રાહકોને ફરી પણ જણાવવાનું કે વી. પી. ખર્ચના બચાવ અર્થે લવાજમ ત્યાંના સ્થળોએ ભરી દેવાની જે સુગમતા ત્હેમને અપાઇ છે ત્હેનો વખતસર તેઓએ લાભ લેવો. આ પુસ્તકની રવાનગી પછીના દશ દિવસ વિતતાં સુધીમાં તે લાભ નહિ લેનારપર વી. પી. થી તેરમું પુસ્તક મોકલાશે.

સંવત ૧૯૬૭ ધનતેરસ.

**ભિક્ષુ—અખંડાનંદ**, 'મંત્રી' સ૦ સા૦ વ૦ કાર્યાલય.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની
# અમદાવાદ શાખા.

આ ખાતાની અજમાયશી શાખા (બ્રાંચ ઑફીસ) અમદાવાદમાં **ખમાસાને ચકલે પોલીસ ગેટની બાજુના મકાનમાં** ખોલવામાં આવી છે. પોષ્ટ રસ્તે મોકલાતાં વિવિધ ગ્રંથમાળાનાં પુસ્તકો ઘણે ભાગે હવે ત્યાંથીજ રવાના થશે. વિવિધ ગ્રંથમાળાનાં નવિન ગ્રાહકોને તે વી. પી. થી મોકલવાનું કાર્ય હવે ત્યાંજ ચાલે છે. બીજા વર્ષનું પહેલું પુસ્તક પણ ત્યાંથીજ સર્વ ગ્રાહકોને વી. પી. થશે. માટે વિવિધ ગ્રંથમાળા સંબંધી સર્વ પ્રકારનો પત્રવ્યવહાર હવે ત્યાંજ કરવો. ત્યાંનું શિરનામું નીચે મુજબ છેઃ—

**'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા.**
ઠે. ખમાસાનો ચકલો—**અમદાવાદ.**

"વિવિધ ગ્રંથમાળા"નાં બારે પુસ્તકો સામટાં તેમજ છૂટક મુંબઈના જેટલીજ કિંમતે ત્યાંથી મળશે, અને તે શિવાયનાં મુંબઈના મુખ્ય કાર્યાલયમાંથી મળતાં સર્વ પુસ્તકો રેલ્વેખર્ચ જોગી સ્હેજ વધુ કિંમતે ઉપલે ઠેકાણેથી રૂબરૂ લેનારને મળશે; જેથી લેનારને ટપાલનો ભારે ખર્ચ બચશે. ગ્રંથમાળા શિવાયનાં બીજાં પુસ્તકો ટપાલ રસ્તે મંગાવનારે તે અમદાવાદથી ન મંગાવતાં મુંબઇથીજ મંગાવવાં, જેથી વધારાની કિંમત નાહક ભોગવવી પડે નહિ. વિવિધ ગ્રંથમાળાનાં વી. પી. ભેગાં બીજાં પુસ્તકો મંગાવનારને હવેથી તેમ મોકલાશે નહિ, પણ ત્હેનું જાુદુંજ વી. પી. મુંબઈના કાર્યાલયદ્વારા કરાવાશે, કેમકે ગ્રંથમાળાની વ્યવસ્થા હવેથી મુખ્ય ભાગે **અમદાવાદની** શાખામાં રાખી છે; અને બીજાં પુસ્તકોની વ્યવસ્થા મુખ્ય ભાગે મુંબઈના કાર્યાલયમાં રાખી છે. **'મંત્રી' સ૦ સા૦ વ૦ કાર્યાલય.**

# સ્વર્ગનાં પુસ્તકો—પોણી કિંમતે.

"વિવિધ ગ્રંથમાળા"ના ગ્રાહકોને હજી એક માસ સુધી પોણી કિંમતે મળશે. ગયા **યોગિની** નામે પુસ્તકમાં અમારાં પુસ્તકો, દિવાળી સુધીમાં વિવિધ ગ્રંથમાળા તથા "ગદ્યપદ્યસંગ્રહ"ના નવા ગ્રાહકો થનારને, તથા તે અગાઉના સર્વ ગ્રાહકોને પોણી કિંમતે આપવા જણાવ્યું હતું; પણ તે પુસ્તક રવાના થવામાં વધુ ઢીલ થઈ જતાં મંગાવનાર માટે પુરતો સમય ન રહેવાથી ઉપલી મુદ્દત લંબાવીને, દરેક ગ્રાહકને આ બારમું પુસ્તક મળે ત્યારથી એક માસ જેટલી વધારવામાં આવી છે. મુદ્દતની આ છૂટ છેવટનીજ સમજવી. પુસ્તકોનાં નામ તથા છાપેલી મૂળ કિંમત નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ સ્વર્ગનું વિમાન, (ત્રીજી આવૃત્તિ.) | રૂ. ૧. | પૃષ્ઠ | ૪૦૦. |
| ૨ સ્વર્ગની કુંચી, (બીજી આવૃત્તિ.) | રૂ. ૧. | ,, | ૫૦૦. |
| ૩ સંસારમાં સ્વર્ગ, (બીજી આવૃત્તિ.) | રૂ. ૧ાા. | ,, | ૪૦૦. |
| ૪ સ્ત્રીઓનું સ્વર્ગ, ........................ | રૂ. ૧ાા. | ,, | ૪૫૦. |
| ૫ સાચું સ્વર્ગ ........................ | રૂ. ૧ાા. | ,, | ૬૦૦. |
| ૬ સ્વર્ગની સીડી........................ | રૂ. ૧ાા. | ,, | ૪૫૦. |

ઉપલું દરેક પુસ્તક સસ્તા સાહિત્યની અમદાવાદની શાખા ઠે. ખમાસાનો ચકલો એ સ્થળેથી રૂબરૂ લેનારને રેલ્વેખર્ચ જોગી વધુ કિંમતે મળી શકશે. પોષ્ટ રસ્તે મંગાવનારે તે અમારી પાસે મુંબઈથીજ મંગાવવું.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ઠે. કાલબાદેવી રોડ, હાથીબિલ્ડીંગ, ત્રીજે માળ—મુંબઈ.

# સ્વર્ગની સુંદરીઓ.

જાડા ગ્લેજ કાગળ, ઉત્તમ છપાઈ અને સોનેરી ચાર બાબતોવાળા સુશોભિત પાકા પૂઠાવાળું, ૧૨ પેજી ૫૦૦ પૃષ્ઠનું ખાસ સ્ત્રીઉપયોગી પુસ્તક મૂલ્ય રૂા. દોઢ.

**સ્ત્રીઓનું સ્વર્ગ** એ નામનું સ્ત્રીઉપયોગી પુસ્તક ત્રણેક વર્ષપર અમે પ્રસિદ્ધ કરેલું તે લોકપ્રિય થઈ પડવાથી **સ્વર્ગની સુંદરીઓ** નામનું આ બીજું સ્ત્રીઉપયોગી પુસ્તક માગશર માસમાં અમારા તરફથી પ્રસિદ્ધ થશે.

એક આદર્શરૂપ પતિવ્રતા સ્ત્રી કેવી હોય, એક આદર્શરૂપ શૂરવીર સ્ત્રી કેવી હોય, એક આદર્શરૂપ સ્વદેશ પ્રેમવાળી સ્ત્રી કેવી હોય, રોતીસુરત જેવાં બાળકોને ધર્મના તથા દેશના જયસ્તંભરૂપ બનાવનારી એક દેવી સ્ત્રી કેવી હોય, એક પ્રભુ પ્રેમમાં મસ્ત સ્ત્રી કેવી હોય, ગરીબોની સેવામાં અને ત્હેમને આશ્વાસન આપવામાં જીવન ગાળનારી સ્ત્રી કેવી હોય, અને બીજા પણ અનેક દૈવી જુદા જુદા અસાધારણ સદ્ગુણોયુક્ત દૈવી સ્ત્રીઓ કેવી હોય, ત્હેનાં બને તેટલાં ઉત્તમોત્તમ દ્રષ્ટાંતો

કલ્પીને આમાં આપેલાં છે. આ પુસ્તક વાંચવાથી વાંચનાર બ્હેનો અને બંધુઓના મનમાં પોતે તેવા અદ્‌ભૂત ગુણયુક્ત બનવાની અને પોતાનાં બાળકબાળકીઓને તેવાં ગુણવાન બનાવવાની ઇચ્છા તથા આવડત બન્ને ઉત્પન્ન થાય છે.

આ પુસ્તકની ઉપયોગીતા વિષે અહિં વિશેષ લંબાણ કરવા કરતાં દરેક વાંચનાર પોતેજ તે વિષે તોલ કરી શકે તેમ છે.

આ પુસ્તક છપાઈને તૈયાર થઈ જવા આવ્યું છે, અને ઘણું કરીને તે માગશર માસની આખરમાં બહાર્ પડશે.

લોકોમાં સસ્તું વાંચન ફેલાવવાથી તેઓ તેનો બહોળા પ્રમાણમાં લાભ લઈ શકે એવી માન્યતાથી, આ પુસ્તકની બાબતમાં તેવો યત્કિંચિત્ લાભ લોકોને આપવાના હેતુથી જણાવવાનું કેઃ—

આવતા માગશર સુદ ૧૫ સુધીમાં એ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ તૈયાર થયે વી. પી. થી મોકલવાનું લખી જણાવનારને આ પુસ્તક રૂા. દોઢને બદલે માત્ર એક રૂપિયામાં મોકલવામાં આવશે, પોષ્ટેજ તથા વી. પી. ખર્ચના ચાર આના વધુ પડશે. વધુ પુસ્તકો સાથે મંગાવવાથી રેલ્વે રસ્તે પણ મોકલવામાં આવશે.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ઠે. હાથીબીલ્ડીંગ—કાલબાદેવી રોડ,—મુંબઈ.

